વિશ્વનો એકાદ જીવ બીજા જીવના મનમાંથી ખસી જાય તો તે પોતાની પ્રગતિને બેશક ખોઈ બેસે છે એ હકીકત અંતર્મુખી આત્માએ ખાસ લક્ષ્યમાં રાખવી જોઈએ

જેના મનમાં આ શાંતિ વસી છે, એની કાયા શાંત છે, એનું વાતાવરણ પ્રશાન્ત બને છે, એના સાથીઓના મન સુધી આ શાન્તિ વ્યાપે છે, એટલે એ પણ બધા પ્રશાન્ત બને છે એમનું રહેવાનું સ્થાન શાન્ત બને છે એ ગામને પણ એ ભૂમિ પ્રશાંત બનાવે છે અરે ! આખું ય વિશ્વ પર પરાએ પ્રશાન્ત હોય, એનો અનુભવ એ અંતર્મુખી આત્માને થવા લાગે છે

ઉદારતાની મુરલી બજાવીને જગતની સહુ કોઈ પ્રાણીને શાન્ત બનાવવા એ કેવી મહાન સાધના છે ! અને પછી પોતાની ઇતર પ્રવૃત્તિઓમાં જે વેગ આવે એની તુલના ય કોઈની સાથ થઈ શકે ? ઘોઘાટિયું અને નાશદાયક તથા સંકુચિત અને અવિશ્વાસુ જીવન કેટલું દુ ખ છે, અને એનું પ્રતિસ્પર્ધી આ જીવન કેટલું શાન્તિદાતા છે, એ તો અનુભવે જ સમજાય

નાનકડી વાતોમા વાધાઓ ઉભા કરીને હંગા મચાવવુ અને કારમી અશાન્તિની આગ જીવનના અત સુધી અનુભવવી, એ કરતા ઉદાર દિલ-સાગ રમા વાતોના માછલા કે તોફાનના ખળભળતા કાકરા સમાવી દેવા એ પરમ સુખનુ કારણ સમજી અત ર્મુખ જીવે એના તરફ જ નજર નાખવી રહી

ઉદાર મનોવૃત્તિના સાધક જીવનુ આ જગ તની અદર અસ્તિત્વ પણ કેટલુ આનદપ્રદ છે, એ તો આ રીતે જ કહી શકાય

ઓ અતર્મુખી હે સાધકડા, ત્હારે કુણે હૈયે,
અમૃત-ઝરણા, કરુણા-જલના, જુગ જુગ જુના વહેતા,
સહેતા તાપ સદા ધખધખતા,
ઠરતા આતમના અજવાળા ૧

નિર્મળ ત્હારે શરણે આવી, પાપી ઠરતા પળમા,
જનમ-જનમના થાકયા-પાકયા, પખી ઢળતા પદ્મા,
રડતા, હારા વિસામો લેતા,
મનના તનના તાપો ધોતા ૨

ઓ વૈરાગી, ઓ વીતરાગી, પ્રેમ-દયાની ધારા,

તડપે કૂકડે ત્રસ્ત સુપીડિતા, જગના જન્તુ બિચારા;
વહેતી દુઃખથી અશ્રુધારા,
યાચે તુજ કરુણાની માયા ૩

પ્રેમ પ્રતીક તુજ કરને દંડે, ભાગે ક્રોધની કાયા,
શસ્ત્રને ધારી વિશ્વને હણવા ધસતા સૌ શરમાયા,
દમતા કમર બધા કરમાયા,
વધતા વિજ્ઞાને ભરમાયા.. ૪

શ્વેત-સુવસ્ત્રે તુજ ગીવ-ચંદા, સંસારે પથરાતી,
હિંસા પાપે કુષ્ણુ ધરતી, જીવન-કામ એ બનતી,
દિલમાં કળ એને કે વળતી
ધરતી તુજ કરુણાથી રહેતી ૫

તારા બોધને ધોધે ધમધમ, ધોવાની મન-માયા,
તુજ શાસનને ધનુ-ટંકારે, તૂટે ક્રોધની કાયા,
તૂટ્યા તડતડ મોહ-મીનારા,
ખૂલ્યા આત્મ-કમળના ક્યારા ૬

ઓ વિજયી વીર, તું મહાવીર, વિશ્વે મિનો તારા,
વિશ્વમૈત્રી ઝળકે ચિર તુજ, આત્મના સથવારા,

કરતો શાંત સદા રખવાળા,
ધરતો અધારે અજવાળા ૭

કેવુ આબેહૂબ આલેખન પ્રેમ-પુજ અંતર્મુખ આત્માનુ ઉપરના કાવ્યમા કર્યુ છે! શબ્દજાળમા ગુથાયેલુ આ આલેખન અંતર્મુખી આત્માની પાસે જઈને મુગ્ધ બને છે

ઉદાર મનોવૃત્તિના એટલે કે પ્રેમના કેટલા ગુણ ગાવા? પ્રેમના પારસ-સ્પર્શે દુર્ગુણનુ કથીર પણ સદ્ગુણનુ સુવર્ણ બની શકે એ ભૂમિમા વાત્સલ્યભર્યાં અંતર્મુખ-જગતના માનવ વસે છે, એ ભૂમિ દુખી હોઈ શકતી નથી, એમા વસતા માનવો દુખી હોઈ શકતા નથી વાત્સલ્યભર્યું જીવન એ તો નિર્દોષ પ્રકૃતિનુ આવકારપ્રદ અનુકરણ છે ખળખળ વહી જતા ઝરણા, કુરંગા—ખેલતા દોડયા જતા બાળ હરણિયા, ખીલખીલાટ હાસ્ય કરતા વન-પુષ્પો અને ભ્રમર સ્વર્ણ-ધ્વનિથી ગાનકારતા કુંજ-તરુઓ કેટલા સુદર લાગે છે! બરોબર એ પ્રકૃતિની પ્રતિકૃતિ સમાન જ પ્રેમથી છલકાયેલા હૃદય-સરોવર સહિત અંતર્મુખ જગતની પ્રત્યેક વ્યક્તિએ બનવુ જ રહ્યુ

નાક છે, તેટલી જ ખતરનાક સંકુચિત મનોવૃત્તિ છે! એવુ મનોમન દૃઢ કરી લેવુ જોઇએ અને ત્યારબાદ વિષાદની પ્રતિસ્પર્ધી વાત્સલ્યદૃષ્ટિ (પ્રેમ) કે ઉદાર મનોવૃત્તિને કેળવવા માટે સારો ભોગ આપવો જ જોઇએ એના ફળ મહાન છે એનુ જાદુ અદ્ભૂત છે

અંતર્મુખ જીવનની સફળતા માટે ઉદાર મનોવૃત્તિની અનિવાર્યતા ઉપરની વિચારણાથી સમજી શકાય છે હવે આ ઉદાર મનોવૃત્તિ શી રીતે કેળવી શકાય ? એ જોઇએ

સહુ પ્રથમ પ્રત્યેક જીવમા રહેલા એકાદ ગુણુને શોધી કાઢવો જોઈએ અને તેને સામે રાખી તે ગુણી તરફ પ્રેમાળભાવ ઘડવો જોઇએ

દરેકના જીવન-ખેતરમા એકાદ ગુણુનુ આમ્રો પાલવ તો જરૂર-જરૂર મળી રહે છે મનુષ્યની સંશોધન-વૃત્તિ આ આમ્રોપાલવને શોધી કાઢે તો તે જીવન-ખેતર તરફ આકર્ષિત બની જાય, અને આ સંશોધન અનિવાર્ય છે કેમકે એના વિના જીવન-ખેતરમા ઉજ્જડતા (દુર્ગુણો) દેખાય એટલે તેના પ્રતિ

લેવો જોઇએ, અને તે રીતે આમાનુ સદોષ જીવન નિર્દોષ બનાવીને પરમાર્થવૃત્તિને કેળવવી જોઇએ. માન દાઝવાથી શુ ? એનાથી તો જાતને જ ઘણુ નુકશાન પહોચે છે

એક એવો નિયમ છે, કે-"મનુષ્ય પોતાનામા જે દોષ નથી એને બીજામા જોવા લાગી જાય અને તેની કડક ટીકા પણ કરે તો તે જ દોષ થોડા જ કાળમા તેનામા જ ઉતરી જાય છે" આ અનુભવસિધ્ધ હકીકત છે એને ખૂબ જ સારી રીતે મનોમન દઢ કરી લેવી જોઇએ

ઉભરે-'કાઇ જ નહિ તો તે બીચારુ સમાજને ત્યાગીને અહીં આવેલ છે, આત્મ-ધર્મનો પક્ષપાતી છે, મારો સજાતીય બધુ છે' એમ વિચારીને પણ તે વ્યક્તિની નજીક જવુ જ જોઇએ

ભયકર અપરાધીઓને પણ આપણા અનતોપકારી ચરમ-તીર્થપતિ મહાવીર પરમાત્માએ વાત્સલ્યભર્યા નયનોથી શાન્ત કરી દીધા છે, એટલુ જ નહિ પણ તેમને ઉત્કર્ષના પથે ચડાવી દીધા છે એ મહાવીરદેવના સપુત આપણે છીએ, તો

એમનો આ જીવન-મંત્ર આપણા જીવનમાં સાંગો
પાંગ ઉતારી દેવો જ રહ્યો

જે વાતાવરણમાં વાત્સલ્ય-સ્વભાવની હૂંફ છે, એ વાતાવરણ જ આરાધનાની સુવાસથી મઘમઘી ઉઠે છે જ્યાં મનના અંતર પડ્યા છે, અને હૈયાં સંકોચાઈ ગયાં છે, ત્યાંના વાતાવરણમાં નીરસ જીવનની હાય-માર ગુંજતી હોય છે

અનેકના આલંબનભૂત બનીને જાતની પરમ સાધના સિદ્ધ કરવા માટે જીવનમાં ઉદાર મનોવૃત્તિને ખૂબ ખૂબ પોષવી જોઈએ એ હકિકત હવે દીવા જેવી થઈ જાય એ સુશક્ય છે

અંતર્મુખ જીવનની સફળતા શિવમસ્તુ સર્વજગતની કલ્યાણ-કામનામાં અને મિત્તી મે સવ્વભૂએસુ ની મંગળ ભાવનામાં છુપાયેલી છે એટલે અંતર્મુખ જગતના પ્રાણીએ આ સુવર્ણ-મંત્રને પોતાના શ્વાસોચ્છ્વાસમાં ઘૂંટી લેવો જોઈએ એ જેમ જેમ ઘૂંટાશે તેમ તેમ તેનું બળ વધતું જશે તે અપૂર્વ સત્વને પ્રગટ કરશે. એના વિના ખરાગના ખ... કામાં ઓરવાઇ જવાનો મોટો ભય ઉભો રહે

અતર્મુખ જીવનની સફળતા વિષાદ-વિરહિત જીવનમા અને ઉદાર મનોવૃત્તિમા જોઈ હજુ થોડા આગળ વધીએ

**સહાનુભૂતિ**—ઉદાર મનોવૃત્તિની નજીકનો સબધી અને આવશ્યક એવો સહાનુભૂતિનો ગુણ આવે છે સામી વ્યક્તિને જેવા પ્રકારનો દુખાનુભવ થયો હોય અને તે વખતે જે મનોદશા ઉપસ્થિત થઈ હોય તેવી જ અનુભૂતિ અને તેવી જ મનોદશાને સામી વ્યક્તિની વાતો સાભળવા સાથે અનુભવવી (સહ+અનુભૂતિ) તેનુ નામ સહાનુભૂતિ સ્થૂલ અર્થમા તેને 'આશ્વાસન પ્રદાન' કહી શકાય

અનેકના જીવનમા એવા કેટલાક પ્રસગો બની જાય છે, જેની વિચારણાના વમળોમા તે જીવો ગૂગળાઈ જાય છે નથી તેઓ સહી શકતા કે નથી કોઇને કહી શકતા ચિતાનો અગ્નિ તેમને પ્રતિક્ષણ બાળતો હોય છે એમને માથે આખી ધરતીનો ભાર આવી ગયો હોય તેવુ તેમને લાગે છે વિચારોની પરપરા, રાઈ જેવડા દુખને પર્વત જેવડુ મોટુ બનાવી દે છે અને તે વ્યક્તિને અત્યત ભયભીત કરી મૂકે છે

આવા વખતે આપણી ફરજ એ છે કે તે વ્યક્તિ પાસે જઇને તેની બધી જ વાતો તેની પાસેથી બોલાવડાવી લેવી જ્યા સુધી તે બધુ બોલી ન શકે ત્યાં સુધી તેની વાતનો વિરોધ ન કરવો એના જેવી જ દુખી અવસ્થાને સાભળતા જાતે અનુભવવાનો યત્ન કરવો એને ઉત્સાહ આપવા એની વાતમા હકાર જ ભણવો આ રીતે બધુ ય અંતરનુ ન ઓકાવડાવી દેવુ આસુના નીર વહે તેટલા વહેવા દેવા પછી એને શાન્ત થવા દેવો અને ત્યારબાદ તેને આશ્વાસન આપવુ યથોચિત માર્ગદર્શન આપવુ આથી એનુ મન શાન્ત થશે, એનો અર્ધ રાટ વાતો સાભળવા માત્રથી ઘણો ઓછો થશે. 'જગતમા એનો કોઈ બેલી છે' એવુ તેને ભાન થશે એને શાતિ મળશે. ત્યારબાદ જે માર્ગદર્શન આપવામા આવશે એ ગમે તેટલુ નાજુક હશે તો ય તેનો અમલ તે વ્યક્તિ કરવા તત્પર બનશે.

અનેકના જીવનો સહાનુભૂતિનુ કોઈ એકાદ સ્થાન પણ ન મળવા માત્રથી બરબાદ થાય છે એને આબાદ કરનારો આ અપૂર્વ ગુણ સહુ કોઈ અંતર્મુખ આત્માએ સિદ્ધ કરી લેવો જોઇએ

## સહાનુભૂતિ એ દાઝતા જીવોને માટે શીતલ પાણીની પરબ છે

સહાનુભૂતિ એ દીપક છે નાસના અંધકારમાં અથડાતા હૃદયનો એ આધાર છે વાસનાના તિમિરમાં જીવન-કેડી ખોઈ બેઠેલા માનવીનો એ પથદર્શક છે આ દીપની સહુ કોઈએ સાવજત કરવી જોઈએ એની ચીમની કાળી ન થઈ જાય, એના પર મેશના થર બાઝી ન જાય, માટે રોજ એને માજતા રહેવુ જોઈએ એની સ્વચ્છ ચીમની દ્વારા નીકળતો પ્રકાશ સહુ કોઈને મળ્યા કરશે પ્રભાત બીજા દીપકો ભલે બુઝાઈ જાય, પણ સહાનુભૂતિનો આ દીપ કદી ન બૂઝાય એની ખૂબ જ કાળજી લેવી જોઈએ

'जीवो जीवस्य जीवनम्' ઉત્સાહવિહીન જીવનું બીજો જીવ જીવન બને છે-એને એ પ્રેરણા આપે છે, સાંત્વન આપે છે, આશ્વાસનની હૂંફમાં લઈને ચેતના અર્પે છે, માર્ગદર્શન આપે છે, ચૂકાયેલી કેડી પ્રાપ્ત કરાવી આપે છે

આ સુવર્ણ-મંત્રની સાક્ષી રથનેમિ-રાજીમતીનો ગુફામાં બનેલો પ્રસંગ પૂરે છે

અચેતક અવસ્થામા રહેલા રાજીમનીને નીરખીને તીર્થંકરદેવના ભાઈ રહનેમિ–મહાત્મા રહનેમિ વાસનાના જડમામા આવી ગયા અનુચિત માગણી કરતા વચનોની દુર્ગંધ એમના શ્રીમુખેથી વછૂટી એમા વાસનાની દુર્ગંધ હતી વિકારોથી એ મુખ જ નહિ, આખો ય આત્મા મલીન બની રહ્યો હતો દૈહિક સુખને આલિંગવા આ જિનશ્વર દેવ તલસી રહ્યો હતો કેમ જાણે આત્મિક આનંદના પ્યાતાના પાન કરી કરીને આ ચેતન ધરાઈ ન ગયો હોય ! આતર-દીપની ઝગઝગતી જ્યોત છેલ્લા શ્વાસ લઈ રહી લાગતી હતી. હા ! સયમીનો આત્મા અને આતર-જ્યોતિના અતિમ શ્વાસ ! વિરાગીનો દેહ ને રાગહશામા તરબોળ બનતો !

બુઝાઈ ગયો અતે એ દીપક ! આત્માનંદની સફરે નીકળેલા રહનેમિ અધવચ્ચે જ થાકયા રાજીમતિજી પાસે વિષયોની માગણી કરતા ય ન લાજ્યા ! વિલાસી જીવનના તરંગી સ્વપ્નોએ મન પ્રદેશોની જડની લીધી વિકારોની આગોએ આતર—ભૂમિને ચીનગારી ચાપી. એક પછી એક ગુણસ્થાનક ધરાશાયી બનતા ગયા ભાવનાના અપ્રતિમ્ય વેગો પણ

શિથિલ બન્યા ખરેખર બુઝાયો એ દીપક અંધારી ગુફા વધુ અંધારી બની

પણ હજી એક દીપ-જ્યોત ઝગઝુળતી હતી એ અસ્ખલિત ગતિએ પ્રકાશતી હતી એની પ્રભા નિર્મળ હતી એ ગુફાના ગાઢ અંધકારને પણ ઉલેચી રહી હતી અરે ! એની તેજો-દૃષ્ટિ આત્માના અનંત અંધકારને પણ દૂર હડસેલી રહી હતી આજે તો એણે કમાલ કરી એના અપૂર્વ તેજોમ લથી એ કોઇ પતિતના અંધારપટોને પણ ભેદી નાખવા જાણે ઉછાળા મારી રહી હતી

મહાત્માનો આંતરદીપ બુઝાયો હતો વાસના ના વેગીલા વાયરાઓએ એને બુઝવ્યો હતો શુ હવે બુઝેલો દીપ ન પ્રગટે ? શુ એ દિવ્યદૃષ્ટિ સદાને માટે મીંચાઈ રહે ! ના, ના હજુ જીવન-કોડીયુ છે, વીતરાગની વાણીનુ તેલ છે, પ્રજ્ઞાની વાટ છે, નથી માત્ર વીતરાગ-દશાની જ્યોત !

બુઝાયેલા દીપને પ્રગટાવવા સજીવ દીપની ઓથ લેવી જ રહી બુઝાયેલ વાટની પાસે રાજીમતીનો સતીત્વદીપ ધરાયો અને અને એ બૂઝા

પેલો દીર પ્રગટી ગયો એના અત્માનો અંધારપટ ખેચાઇ ગયો દીપકને દીકે પ્રગટાવ્યો.

ફરી યાદ આવે છે जावो जीवस्य जीवनम्

સહનુભૂતિ કે આશ્વાસનની હુંફ આ જ રીતે અનેકના જીવન ઉપર પથરાયેલા વિવિધ અંધકારને દૂર કરે છે ચેતના બક્ષે છે નૂતન જીવન અર્પે છે

મહાવીરદેવે મેઘકુમારને પડતા ઉગાર્યા એની પાછળ પણ આ જ આશ્વાસન-પ્રદાન હતુ ને !

**વિકાસના પથે દોડી જવા માટે અંતર્મુખ જીવનના કામી આત્માએ બળ મેળવવુ પડશે અને તે બળ પ્રાપ્ત કરવા માટે આસપાસનુ વાતાવરણ ઘણુ જ વિશુદ્ધ રાખવુ અનિવાર્ય બનશે**

"વાતાવરણમા આવી જતી અશુદ્ધિની સાથે મારે શી નિસ્બત છે. અથવા તો એ એનુ ફોડશે મારે શા માટે તેમા પડવુ ? અથવા કરે એવુ તો થાય દુખી, હુ શુ કરુ ? " એવી જાતનુ મનોમન સમાધાન નહિ મેળવી શકાય જે વાતાવરણમા દુખ

અને અશાંતિ હોય, તે વાતાવરણમાં પરમ-શાંતિની સાધના કરવી એ મહાકઠિન કાર્ય છે

સ્વના દુઃખનો ધ્વંસ કરવા જગતનો ત્યાગ કર્યો, કાયાને પણ વિસરી ગયા, કેમકે એ દુઃખ, એ સંસાર, એ કર્મો બહુજ ભયંકર દેખાયા, તો હવે એ જ દુઃખનું પડળ બીજાના આત્મા ઉપર બાઝી ગયું હોય ત્યારે તેને દૂર કરવું ન જોઈએ? તેની સામે આંખ-મીંચામણા થઈ શકે? અને એ રીતે જાતના જ આત્માને નિષ્ઠુર બનાવવાના સંસ્કાર હાથા હાથે ઘડી શકાય?

નહિ, નહિ, એ તો બિલકુલ અનુચિત છે વાતાવરણની વિશુદ્ધિ પોતાની સાધના માટે જ આવશ્યક છે, એટલે એમાં જો કોઈ અશુદ્ધિ હોય તો તેને સહાનુભૂતિના રામબાણ ઔષધથી દૂર કરવી જ રહી.

અનેક જીવનો માત્ર સહાનુભૂતિથી ઉગરી ગયા છે, એ ખ્યાલમાં રાખીને કોઈપણ ગુંગળાતા જીવન પ્રતિ ઉપેક્ષા સેવવી જોઈએ નહિ

છદ્મસ્થપણું છે, અનંત દુર્ગુણોથી ભરેલો આ ' છે, એટલે ભૂલ તો પગલે પગલે સુશક્ય

છે, એવી ભૂલના ભોગ બીજાઓ બને છે તેમ કોઇ વાર જાતને પણ બનવાનુ આવે છે, એ વખતે આપણુ સાભળનાર, આપણા રૂદનમા રડનાર કોઈ મળી જાય તો કેટલો બોજો હળવો થઈ જાય ? આ વાત સામે રાખીને હવે વિચારવુ જોઇએ કે, " તો પછી બીજાના રૂદનમા હુ સૂર પૂરાવી લઈશ અને તે દ્વારા તેની વાતમા મારો કામચલાઉ ટેકો આપી દઈશ તો તે આત્મા દુર્ધ્યાનની હોળીમાથી ઉગરી જશે મારા આશ્વાસનથી નૂતન પ્રાણનો સચાર થતો તેને લાગશે. "

અતર્મુખ જીવનની સફળતામા નાનકડો પણ બહુ જ લાભદાયી સહાનુભૂતિનો આ ગુણ દરેક અતર્મુખ જીવનના કામી આત્માએ હસ્ત કરવો જ જોઇએ.

## * ધ્યેય—નિષ્ઠ જીવન

આગળ વધતા આપણે ધ્યેયયુક્ત જીવનની ઉચ્ચના જોઈશુ અતર્મુખ જીવન જીવવુ એ એક સ્થૂલ ધ્યેય છે, પણ તેને પહોચી વળવા માટે બીજા

* A man without a purpose is like a ship without a compass

અનેક નાના મોટા ધ્યેય આવશ્યક બને છે એ ધ્યેયોની સિદ્ધિ જેમ જેમ થતી જાય છે તેમ તેમ આપણુ અતર્મુખ જીવન જીવવાનુ સ્થૂલ ધ્યેય સધાતુ જાય છે

આ નાના ધ્યેયો અનેક જાતના હોય છે કેટ લાકમા તપનો વિષય હોય છે, તો કેટલાકમા સ્વાધ્યાયનો વિષય હોય છે મનન પણ આમા જ સમાઇ જાય છે

ગમે તેમ પણ જીવન કોઇને કોઇ ધ્યેયોની ગુથણીથી ગુથાયેલુ હોવુ જોઇએ, ભલે પછી નાનુ તદ્દન તુચ્છ ધ્યેય હોય પણ તેને માટે ય મહાન ધ્યેયની પાછળની ચીવટ જેવી જ ચીવટ હોવી જોઇએ નાનો બેસણાનો જ ભલે તપ હોય પણ તે ય અખડ હોવો જોઇએ રોજ પાચ શ્લોકને ગોખ વાના હોય જ અને તે ય નિરતર ગોખવા જોઇએ રાત્રે બે કલાકનો સ્વાધ્યાય નક્કી કર્યો હોય તો તે નિયમિત થવો જ જોઇએ કાપ અમુક સમયે જ કાઢવો જોઇએ ઇત્યાદિ અનેકવિધ પ્રવૃત્તિઓ ધ્યેયથી અકિત કરેલી હોવી જોઇએ

કેટલીક બાબતો અતિ આવશ્યક હોવા છતા

ઘણે ઠેકાણે વિસરાઈ છે **મુહપત્તિનો બોલતી વખતે ઉપયોગ લગભગ ભૂલાયો છે** પૂજી પ્રમાર્જીને જ ઉપાડવા મૂકવાનું ય જવા લાગ્યું છે બપોરે ઉંઘવાનુ સાતમા આવશ્યક જેવું બની ગયું છે, આ બધી ય પ્રવૃત્તિને દૂર કરવા જીવન ધ્યેય નિષ્ઠ બનાવી દેવું આવશ્યક છે

ધ્યેય—વિહોણું જીવન પશુની જેમ ગમે ત્ય બાકીને પૂર્ણ કરવા જેવું છે ધ્યેયનું સ્પષ્ટ ચિ પાસે ન હોય તો આ જીવન એક બોજારૂપ બન જાય છે અને ઉત્સાહીન તથા કંટાળાભર્યું બને છે

જગતના સંયોગો અને વાસનાની સાકળોથ આજે માનવ-પ્રાણી બંધાઇ ગયેલ છે હા એન દિલમા મુક્તિનુ ગીત છે, મહત્ત્વાકાંક્ષાઓ ભરી ભર પડી છે, પણ પગમા વાસનાની સાંકળો પડી છે એ ક્યા જાય? કયું ધ્યેય સિદ્ધ કરે? પછી તે પાજરામા પૂરાયેલા પખીની જેમ માનવી ખાય છે અને ગાય છે તે પણ આત્માના આનદ-ગીત લલકારવા માટે નહિ પણ આ દેહના ટકાવ મા જોઈતા રોટલા માટે

ધ્યેય-વિહોણ જીવન બનતા, સાધુતાનું ખમી

જે વાસનાના ભોગ સૌખ્યે
ચિત્તથી પણ વિરમતો,
કર્ત્તવ્યનો આનંદ જેને
હૃદય ઓસરતો નથી,
કર્ત્તવ્ય-પંથે ચાલતા જે
ઠોકરો ગણતો નથી -૨

બસ જાય છે, એ જાય છે
મન વિષાદી બનતુ નથી,
જેના ડગો નીડર કશાનો
થાક અનુભવતા નથી,
જે ચેતના બ્રહ્માંડના
અણુએ અણુ ઘૂમી રહે,
જે આત્મ-મસ્તી વિશ્વની
સંપત્તિને તૃણવત્ ગ્રહે. ૩

નિંદા-પ્રશંસા કુસુમ જેને
ક્ષુબ્ધ કરી શકતા નથી,
પીને પચાવી જગતના વિષ
વિશ્વ અમીધારા વહે,
કંચાણુ જગનુ એજ જેના
સૌખ્યની પારાશીશી,

એ વિભૂતિ વદનીય
દર્શનીય દિનનિશી ૪

માયા મરે જગની પૂજારી
શ્વાસપૂર અંતિમ સમે,
કાયા ટળે પરવા નહિ
જેને યદિ સિદ્ધિ મળે
જીવન ચિદાનંદ ગીતની
મસ્તી મહીં જ જતુ વહી
એ જીંદગીને ધન્ય છે
ધન્ય ધર્તા તેહને
જીવનતણા આકૃત્યના
આનંદ-કૂપો જે પીતો ૫

જીવન ઘણુ જ ટૂંકુ છે પ્રવાહના વેગે સમય પસાર થઇ જાય છે અતર્મુખ જીવન અનેક સાધનાઓથી વીંગયેલુ છે અનત કર્મોના કચરા એક જ જીવનમા ઉલેચી નાખવામા અશકય મનોરથો ઘડીને આગળ ધપવાનુ છે વિષયોના આકર્ષણો એટલા બધા આવતા હોય છે કે જેનાથી ભાગવુ કયારક ભારે થઈ પડે માનસિક અશુદ્ધિઓ કયારેક

એવી પ્રબળ વેગે વધી જાય છે કે જેનો આપણુને સ્વપ્ને ય ખ્યાલ ન આવે

આવા સાધનાના પથે આગળ વધવાની તીવ્ર અભિલાષાવાળા જીવને વિઘ્નોના પથ્થરો નડે છે અને તે વળી ધક્કો ખાઈને પાછળ પડે છે, કે ઠોકર ખાઈને ત્યાં જ બેસી જાય છે પ્રગતિના પથે દોડતા અટકી જાય છે વળી પાછો સાધક સાવધાન બનીને દોડે છે

ધ્યેય રહિત જીવન જીવનારા જીવોની આ દશા થાય છે વૃદ્ધ પુરુષોને જોઈશું તો તેમનામાં આપણુને જીવનની મક્કમતાનો અનુભવ જણાશે. તેઓમાં અમુક અમુક કાર્ય અમુક સમયે કરવાની નિયમિતતા જણાશે. તેમનું જીવન શાંત પ્રવાહથી વહી જતી નદીના નીરની જેમ સરળતાથી પસાર થઈ જતું ભાસે છે પા પા પગલીની જેમ છતાંય એકાદ પણ વિષય-વિકારોના ધક્કા વિનાની પ્રગતિ સાધકને આવશ્યક છે

મૃત્યુની સન્મુખ જેમ જેમ વધુ આવે તેમ તેમ મનુષ્ય ઝડપી કાર્ય કરે છે તે કાર્યના પ્રતિ-રોધક તત્ત્વોને મનમાં ય પેસવા દેતો નથી અને

પોતાની કર્ત્તવ્ય-પરાયણુતાની દષ્ટિને ખૂબ જ વિક સાવે છે

અતર્મુખ આત્માએ પ્રમાદને મૃત્યુ તુલ્ય સમ જવાનો છે એટલે કે પ્રમા૦ અવસ્થા એ પ્રતિપ-ળના મૃત્યુની અવસ્થા છે, એવો વિચાર તેણે મનમા સ્થિર કરી લેવાનો છે

હવે વિચાર કરો કે પ્રમાદ-મૃત્યુ તો જરા જરામા આવી જાય માટે એ મૃત્યુના ભયથી કેટલા અપ્રમત્ત બની જવુ જોઇએ ? અને તે માટે અનેક ધ્યેયને-મનોરથોને ઘડી નાખી તેની સિધ્ધિ કાજે કેટલા બધા પ્રવૃત્તિશીલ બની જવુ રહ્યુ !

ધ્યેય-નિષ્ઠ જીવન જીવવા છતા ય ફળની પ્રાપ્તિ ન થતા અધીરાઇ આવી જાય તો તે ખોટુ છે ઈતર દર્શનમા કહ્યુ છે કે-कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन । કાર્યસિદ્ધિ કયારે થશે ? એ વિચા રવાનો પણ અધિકાર નથી માત્ર યોગ્ય માર્ગે યોગ્ય કર્મ કરવાનો જ આપણો અધિકાર છે સિધ્ધિ એની મેળે જ આવીને પડશે

આવી રીતે અનેક વિચારણાઓથી અ તરને ---વિત કરી દઇને ધ્યેય-નિષ્ઠ જીવન જીવવાનો

અન્તર્મુખ જીવન ધ્યેયનિષ્ઠ બને તો જ તે ધન્ય જીવન બની શકે

## ગુરુ—સમર્પણ

હવે થોડા આગળ વધીએ અન્તર્મુખ જીવન જીવવાથી અપૂર્વ લાભ પ્રાપ્ત થાય છે, અને ખરે ખર, માનવ-જીવન કૃતકૃત્ય બને છે, પણ એને એ રીતે જીવવુ જોઇએ જીવતા આવડવુ જોઇએ જીવી જાણવુ જોઇએ

કોણ બતાવે ? એ જીવન-કેડીની અટપટી કડીઓ કોણ ઉકેલે ? શુ એ સ્વય શોધ્ય હકિકત છે ? ના ગુરુના સાથ વિના, ગુરુની ઉપાસના વિના એ જીવન જીવી શકાતુ નથી જીવન-સુકાન સુયોગ્ય ગુરુને સોપવાનુ છે અને સોપ્યા બાદ સયોગની કોઈ પણ ઢાલ ધર્યા વિના આગળ વધ વાનુ છે

ध्यानमूल गुरोर्मूर्त्ति ।
पूजामूल गुरो पदौ ।
मन्त्रमूल गुरोर्वाक्य ।
मोक्षमूल गुरो कृपा ।

પરિણામ બહુ ભયંકર આવે છે ભડકો એકા એક થાય છે અનેક નવી-જૂની જાહેર થાય છે વાતાવરણમા કલેશ ફેલાય છે

એક વાર આમ થતા હૈયુ નિષ્ઠુર બને છે, લજ્જા-મર્યાદા વિદાય લે છે, કૃતજ્ઞતાના સ્થાને કૃત ઘ્નતા આકાર લે છે

ધીરે ધીરે મનોવૃત્તિ સ્વચ્છદી બને છે, સ્વભાવ ચીડીયો થાય છે, જગત આખુ ય નિદાય છે પોતાની જાત બિલકુલ બિનગુન્હેગાર તરીકે બતાવવા ઉપચારો અને ઉપાયો અજમાવાય છે

સારુ, આટલુ જ થાય તો તો હજુ ય કદાચ બહુ વાધો ન આવે, પણ આટલુ થતા આની સાથે સાથે માનસિક દોષોનુ જે પ્રગટીકરણ અનિ વાર્ય હોય છે તે અટકે છે, અને તેથી અનેક જાતના પાપ-વિચારોનુ પોષણ આત્મામા શરૂ થાય છે અનેક જાતની કુવિચારણાઓ સતત ચા-યા કરે છે અને તેને અટકાવનાર કોણ ? એ વિચારણાને દૂર કરનાર કોણ ? એ દુષ્કૃત્યોને ભૂલાવનાર કોણ ?

પ્રતિસ્પર્ધી સદ્‌વિચારોને બતાવનાર કોણ ?

કોઇ જ નહિ પરપરા ઘણી કલુષિત બની

જાય છે આત્મ-સાધનાને મોટો ધોકો પહોંચે છે

આ કટુ પરિણામોને લક્ષ્યમા નાખવામા આવે તો ગુરુથી વિમુખ બનવાનુ કદાપિ ન સૂઝે ગુરુના કટુવચનો અમૃતના ઘૂટ સમાન લાગે કટુવચન એ ભલે લીંબુ છે પણ એકલો લીંબુનો રસ ખાટો લાગે છે ને ? સમજની સાકર એ લીંબુના પાણીમા ભેળવી લઇએ તો તે જ લીંબુનુ સરબત બની જાય એને પીવામા તો આનદ આવે

विना गुरुभ्यो गुणनीरधिभ्यो ।
जानाति तत्त्व न विचक्षणोऽपि ॥
आकर्ण—दीर्घायतलोचनोऽपि ।
दीप विना पश्यति नान्धकारे ॥

ગમે તેટલી લાબી આખ હોય પણ દીપક વિના અધારે જોઇ ન શકે તેમ ગમે તેવો વિચક્ષણ પુરુષ પણ ગુરુ વિના જ્ઞાન મેળવી શકે નહિ

વીતરાગદેવના શાસનના રહસ્યો ખુલ્લા કરનાર અને એ માર્ગે ચઢાવનાર ગુરુ છે માટે એમના એ અનત ઉપકારને લક્ષ્યમા રાખી જીવનભર ત્રિવિધ યોગોની શુદ્ધિ સાથે એમની સેવામા તત્પર રહેવુ જ જોઇએ.

ગુરુના ગુણોની ઠેર ઠેર પ્રશસા, વાત-વાતમા ગુરુનુ નામ મોઢામાથી નીકળી જ જવુ જોઇએ એ મારા અનત સસારને કાપનાર છે, એ મારા સયમ-દાતા છે, એ મને જ્ઞાન-પુષ્પની ફોરમથી આનદિત કરી મૂકે છે, એ મારી અહર્નિશ ચિતા કરે છે, ઈત્યાદિ વિચારોથી મનોયોગ ટેવાયેલો બની જવો જોઇએ

એકપણ વિચાર ગુરુની વિરૂધ્ધમા કોઈપણ સયોગમા ન થઈ જાય એની સતત કાળજી લેવી જોઇએ ગુરુ તે ગુરુ સયમ લેતા જે ગુરુ જેવા હતા તે ગુરુ તેવા જ આજે છે, તેમા ઉનટુ દેખાતુ હોય તો તે મારી ઉધ્ધતાઇને લેરે છે, અથવા તો મારી ઘમડ-વૃત્તિને લીધે જ છે, એ અવસરે જરૂર નક્કી કર્યા કરવુ

આપણે જેને પૂજતા હોઇએ તેને રીઝવવાનો એક જ રસ્તો છે, અને તે એ કે તેમની ઈચ્છા પ્રમાણે ચાલવુ એટલે કે જે કામ એમને પ્રિય હોય તે જ વારવાર કરવુ

જગત ન રીઝે તો તેની ચિતા જરા ય ન ી પણ આપણી કોઈ પ્રવૃત્તિથી ગુરુ ન રીઝે

તો તેને રીઝવવાના ઉપાય આકાશ-પાતાળ એક કરીને પણ શોધી કાઢવા

ગમે તેમ બ ગ્યુ હોય, સાચી ક્ષમાપના આખી ય બાજી સુધારી શકે છે આપણી અકડાઈને અથવા આપણા કદાગ્રહને-કષાયને દૂર મૂકી દઈએ એટલે બધુ ય સારુ થઈ જ જાય છે

બીજાઓમા દોષો જોવાની ખરાબમા ખરાબ કુટેવ આપણે કાઢી નાખવી જોઈએ

कार्यं च किं ते परदोषदृष्ट्या
कार्य च किं ते परचिंतया च ।
वृथा कथं खिद्यसि बालबुद्धे !
कुरु स्वकार्यं त्यज सर्वमन्यत् ॥

આ શ્લોકના ભાવને હૈયામા બરાબર ઉતારી નાખવો જોઈએ કોઈના ય દોષ જોવાનો નિષેધ છે તો અનત ઉપકારી ગુરુદેવનો એક દોષ પણ શી રીતે વિચારી પણ શકાય ?

શ્રુતજ્ઞાનનો લાભ બુદ્ધિના ૮ ગુણોથી કહ્યો છે તેમા ' ગુરુએ કહ્યુ તે કરવુ ' એ ૮ મો ગુણ

છે આ ઉપરથી સમજાય છે કે શ્રુતજ્ઞાનાવરણના ક્ષયોપશમમા ગુરુના ચિત્તની પ્રસન્નતા આવશ્યક છે એ પ્રસન્નતા એમની આજ્ઞાના પાલનથી ઉદ્ભવે છે

આ ઉપરથી સમજવુ જોઈએ, કે-ગુરુતત્ત્વ એ કેટલુ ઉપાસ્ય છે ?

દીક્ષા અને ભિક્ષા લેતા તો ઘણાને આવડી જાય, પણ ગુરુની હિત-શિક્ષા લેવી એ તો થોડાને જ આવડે અથવા તપ-યોગ અને જ્ઞાન-યોગ સાધવો સુકર છે, કેમકે ત્યા પારતન્ત્ર્ય નથી, જ્યારે ગુરુ-પારતન્ત્ર્ય મેળવવુ દુષ્કર છે, જે એને મેળવે છે તે કલ્યાણને સાધે છે આ લોકમા જ આજ્ઞા યશ આદિ મેળવે છે, અપૂર્વ જ્ઞાન મેળવે છે, એનુ વચન આદેય બને છે આત્માનો સર્વતોમુખી વિકાસ થવા લાગે છે અસાધ્ય રોગો સિદ્ધ થાય છે **ગુરુકૃપા એ એક સર્વ રોગવિનાશિની સંજીવની છે** એના વિનાનુ સાધના-પુષ્પ સુગધ વિનાના સૂર્યમુખી જેવુ છે

આ વિચારણાને હૃદયગત કરવામા આવે તો પ્રત્યેક સાધક આત્મા સાધનાના કઠોર પથને પણ

પુપ શી મદ્દુશખ્યા જેવો બનાવી શકે, એ નિ શક હકિકત છે

## – પ્રાયશ્ચિત્ત વહન –

અન્તર્મુખ જીવનના અભિલાષુક આત્માએ થઈ ગયેલા દેષો નુ પ્રાયશ્ચિત્ત-વિધાનથી યથાવિધિ આલોચન કરી લેવુ અનિવાર્ય છે

અનાદિકાળની વાસનાથી વાસિત બની ગયેલ આત્મા સ્વ-કર્મને વશ થઈને અથવા પ્રમા ને પામીને અનેકાનેક વખત આત્માને અહિત કરનારા આલ-બનોને પામી દુષ્કર્મ કરી બેસે છે એક બાજુ સારામા સારૂ આત્માને હિતકારી આલબન હોય અને બીજી બાજુ આત્માના અધ પતનને સર્જનારુ આલબન હોય, તે વખતે આ જીવની ગતિ કેટલીક વાર કેમ જાણે સાહજિક ભાવે અહિતકારી આલ બનને પકડી લે છે જ્યા સુધી એને એવા આલ બન પ્રાપ્ત નથી થયા ત્યા સુધી જ તે સ્વસ્થ રહી શકે, પણ સયોગની જાળમા આવી ગયા પછી એ સયોગથી મુક્તિ મેળવવી એ મહાભારત કાર્ય થ પડે છે

શાસ્ત્રકાર મહર્ષિ કહે છે કે —

आलंबणाण भरिओ लोओ जीवस्स अजउकाममम्म।
जं जं पिच्छइ लोए तं तं आलंबणं कुणइ ॥

આ આલંબનોથી બચવા માટે સાંસારિક સંયોગોનો ત્યાગ કરી દેવા રૂપ દ્રવ્ય સંયમનું વિધાન કરવામાં આવ્યું છે અહિતકારી આલંબનોમાં રહેવું અને સાધનાને સિદ્ધ કરવી એ દુષ્કર હોવાથી જ એ ભાવ–સંયમરૂપ સાધનાની પ્રાપ્તિ માટે એના બાધક દુન્યવી આલંબનોથી મુક્તિ મેળવી લેવી જ જોઇએ

હવે આ રીતે સંસારના પદાર્થોનો બાહ્ય સંયોગ છુટી જવા માત્રથી અંતર્મુખતા પ્રાપ્ત થઈ જતી નથી કાયિક સંબંધો છોડ્યા બાદ માનસિક સંબંધ પણ એ સંસારની ભાવનાથી પર થઈ જવો જોઈએ

મનોયોગની શુધ્ધિ એ અતિદુષ્કર સાધના છે અંતર્મુખ જીવનને માટે આવશ્યક બાહ્ય તપ આદિની કાયિક પ્રક્રિયાઓ બધી જ સાધીને કાયિક શુધ્ધિ હજુ મેળવી શકાય તથા વચનથી પણ અસંબધ્ધ વાક્ય ન બોલતા વાચિક શુદ્ધિ પણ

પ્રમાદનો સંગ કરાવીને ભલભલા સાધકોને વસ નાચે મહાત કર્યા છે લોલુપતાએ પોતાના અડ્ડાઓ જમાવ્યા છે અને કષાયોએ પોતાની આણ એ અંતર્મુખ જીવનના કામી આત્મા ઉપર જાહેર કરી દીધી છે આ જ કારણસર શ્રી શાસ્ત્રકાર મહર્ષિઓ પ્રમાદથી હમેશ દૂર રહેવાનું કહે છે અને તે માટે સ્વાધ્યાયરૂપ અભ્યંતર તપમાં ખૂબ ખૂબ રમણતા કેળવવાનું ફરમાવે છે

मण-वयण-काय-गुत्तो नाणावरण खवेइ अणुसमय ।
सज्झाए वट्टंतो खणे खणे जाइ वेरग्ग ॥
दुवालसविहम्मि वि तवे सब्भितरबाहिरे कुसलदिट्ठे ।
णवि अत्थि णवि होही सज्झायसमं तवोकम्मं ॥

હવે અહીં પ્રશ્ન થાય કે સ્વાધ્યાયાદિમાં રત હોવા સાથે અનેકવિધ આત્મ-હિતકારી પ્રવૃત્તિમાં મનને જોડવા છતાં કોઈપણ કર્મને વશ થઈ કોઈ સાધક આત્મા ભાન ભૂલી માનસિક, વાચિક કે કાયિક અનિષ્ટ આચરણ સેવે એટલે તેની પ્રતિજ્ઞાનો ભંગ થાય તો તેમાંથી ફરી ઉગરી જવાનો કોઈ રસ્તો ખરો કે નહિ ?

એનો ઉત્તર એ છે, કે—હા, શાસ્ત્રોક્ત પ્રાય

ાત્તને યથાવિધિ વહન કરવા દ્વારા જરૂર શુધ્ધ થઈ ક છે

ભૂતકાળમા કેઈ આત્માઓ કર્મવશ થઈને ાર્ગચ્યુત થયા, પરતુ ત્યારબાદ તેની પાછળ પશ્ચા-ાપનો એવો જબરદસ્ત ધોધ વહાવ્યો કે જેમા મના આત્મા નિષ્કલુષ બની ગયા મુક્તિપદને ામ્યા, કેઈ આત્મા આલોચના લેવા માટે, શુદ્ધિ ાળવવા માટે, શુદ્ધિ મેળવવા માટેના અપૂર્વ વીર્યો ાસ સાથે પગ ઉપાડીને ગુરુ સમુખ જવા ઉદ્યત ાયા અને ત્યા જ કેવળને પ્રાપ્ત કર્યુ કેઈ આત્માએ ાાલોચના લેતા લેતા જ અપૂર્વ ભાવ-વિશુદ્ધિથી ાસારનો ઉચ્છેદ કર્યો અને કેઈ આત્માએ પ્રાયશ્ચિ ાને યથાવિધ વહન કરતા કરતા ઘાતી કર્મોનો ાય કરી નાખ્યો

પ્રાયશ્ચિત્તનો મહિમા અદ્ભૂત છે ભૂલ થઇ ાવી એ બહુ મોટી વાત નથી પરતુ થઈ ગયેલી ાૂલનુ મન, વચન અને કાયાની વિશુદ્ધિવડે નિષ્ક ાટ ભાવથી આલોચન કરવુ એ જ દુષ્કર દુષ્કર છે ાી શાસ્ત્રકાર મહર્ષિઓ યથાવિધિ પ્રાયશ્ચિત્ત કરનારા ાવ્યાત્માઓને વદનીય, પૂજનીય અને શ્લાઘ્ય કહે છે

આ વિચારણા ઉપરથી સમજાશે કે પ્રત્યેક અંતર્મુખ જીવનના કામી આત્માએ પ્રાયશ્ચિત્તના મહાન ફળને સામે રાખીને હમેશ સૂક્ષ્મ ભૂલોનુ પણ પ્રગટીકરણ કરવા ઉદ્યત રહેવુ જોઇએ ભૂલ થઇ ગઈ એને સુયોગ્ય ગુરુની પાસે પ્રગટ કરતા જરા ય સંકોચ ન રાખવો ભૂલ એ શલ્ય સમાન છે બાહ્ય શલ્ય જો નિકળે નહિ તો તે આખાય શરીરને ખલાસ કરી નાખે, તેમ કરેલી ભૂલને પ્રગટ કરવામા ન આવે અને તે શલ્ય તે જ રીતે જીવનમા રહી જાય તો આખી ય આત્મ-સાધનાને ખતમ કરી નાખે, એટલુ જ નહિ પણ એકવાર થયેલી ભૂલ પ્રગટ ન કરતા તે ફરી ફરી થવા પામે અને તેથી આત્મ-ગુણોને ઘાતક એવો નિષ્ઠુર ભાવ જીવનમા આવી આવી જાય એક જીવનની એક ભૂલનુ ગોપન દીર્ઘ સંસારનુ સર્જક બની જાય ઉલટપક્ષે સુયોગ્ય ગુરુ પાસે ભૂલનુ પ્રગટીકરણ નવી ભૂલોની પરંપરાને અટકાવી દે, શ્રી ગુરુદેવની અનુપમ આશ્વાસન વાણી જીવનમા અનેરો ઉત્સાહ પ્રગટ કરે અને તેથી જીવનમા નવી-નવી અંતર્મુખતા પ્રગટ થતી જાય

સુયોગ્ય ગુરુની પાસે આલોચનાદાન માયા

પૂર્વકનુ ન જોઇએ એ પણ ખાસ લક્ષમા રાખવુ બીજાના નામથી એ અપરાધનુ પ્રાયશ્ચિત્ત મેળવીને લક્ષ્મણા નામની સાધ્વીએ એનાથી કાઇકગણુ વહન કર્યા છતા દીર્ઘ સસારમા ભટકવાનુ જ એના માથે પડ્યુ, રૂકિમ રાજાએ માયાપૂર્વક પ્રાયશ્ચિત્ત કર્યું તો ભયકર દુ ખોને આવકાર્યા ! એટલે માયારહિત પણે કરેલ પ્રાયશ્ચિત્ત જ સફળ બને છે એ હકિકત પણ ન ભૂલવી.

અનત દોષથી ભરેલો આ જીવ છે એના પ્રત્યેક દોષને અનત સિદ્ધો સાક્ષાત્ નીરખી રહ્યા છે એ અવસ્થામા એકાદ ઉદ્ભૂત દોષને ગુરુની પાસે પ્રગટ કરીને ભાવ-શુદ્ધિ કરી લેવી એમા માયાને અવકાશ જ કયા છે? અતર્મુખ જીવન જીવના પ્રમાદવશાત્ થાપ ખાધી, હવે એ સાધનાના શ્વેત વસ્ત્રને લાગેલો કાળો ડાઘ કાઢી નાખવામા અને ફરી એ શ્વેતવસ્ત્રને દર્શનીય બનાવવાની પ્રાયશ્ચિત્તની શાસ્ત્રોક્ત પ્રક્રિયા કરવામા ઉત્સાહ જ હોવો જોએ

હવે થોડા આગળ વધીએ કોઈ આત્મા અ લોચના ન કરે અને તેમાં પણ કોઈપણ જાતનો

આ ઉપરથી સમજાશે કે અતર્મુખ જગતમા પ્રાયશ્ચિત્ત-પ્રક્રિયા કેટલી બધી અનિવાર્ય છે? એના સેવનથી દોષગ્રસ્ત જીવન પણ અપૂર્વ વિશુદ્ધિને મેળવી પરમપદને પ્રાપ્ત કરે છે અને ઉલટપક્ષે એની ઉપેક્ષાથી અનત સુખના ધામની પ્રાપ્તિનુ લક્ષ્ય દીર્ઘકાળ માટે દૂર દૂર ફેકાઇ જાય છે

ઉપસહાર કરતા એટલુ જ કહેવુ હિતાવહ છે કે-પ્રત્યેક જીવાત્માએ પોતાના જીવનમા બની ગયેલી ભૂલથી ગભરાઇ જઇ અથવા નિરુત્સાહી બની બેસી ન રહેવુ કેમકે એનાથી અનત સસાર વધી જાય છે એટલે ઉક્ત શાસ્ત્રોક્ત કથનાનુસાર ભાવાલોચન કરી જીવનને ફરી પુનિત પથે ચડાવી દેવુ

ભાવાલોચન કરનાર આત્માની શી વિચારણા હોય? તે શ્રી શાસ્ત્રકાર મહર્ષિના શબ્દોમા જ અત્રે જોઇએ

कयाइ पावाइ इमाहि जे हियट्ठी ण वज्जए ।
तेसि तित्थयरवयणेहिं, सुद्धी अम्हाण कीरओ ॥१॥
परिचिच्चाण तय कम्म, घोरसमारदुक्खद ।
[illegible] सीलभार धरसिऽह ॥२॥

निद्दहामि पावय कम्म झत्ति समारुहुक्कद ।
अभुट्ठित्ता तव घोर, धीरवीरपरक्कम ॥११॥

अच्चतकडयड कटठ, दुक्कर दुरणुचर ।
उग्गुग्गयर जिणाभिहिय, मयलकल्लाणकारण ॥१२॥

पायच्छित्तनिमित्तेण पारसथारकारय ।
आयरण तव चरिमो, जेणुभ सोक्खइ तणु ॥१३॥

कसाए विहलीकट्टु, इन्दिए पचनिग्गह ।
मणोवइकायदडाण, निग्गह धणियमारभे ॥१४॥

आसवदार निरु भत्ता, चत्तमच्छरअमरिसा ।
गयरागदोसमोहोऽह, नीसगो निप्परिग्गहो ॥१५॥

निम्ममो निरहकारो, सरीरअच्चतनिप्पिहो ।
महव्वयाइ पालेमि, निरइयाराइ निच्छिओ ॥१६॥

हद्धी धी हा अहन्नोऽह, पावो पावमती अह ।
पाविट्ठो पावकम्मोऽह, पावाहमाहमयरोऽह ॥१७॥

कुसीलो भटठचारित्ती, भिल्लसूणोवमो अह ।
चिलातो निक्किवो पावी, कूरकम्मीह निग्घिणो ॥१८॥

इणमो दुल्लभ लभिउ सामन्न नाणदसण ।

चारित्त वा विराहेत्ता, अणालोइअनिंदियगरहिअ
अकयपच्छित्तो नाव नतो जइ अइ

ता निच्छय अणुत्तर घोर ससारसागरे
निब्बुड्डो भवकोडीहिं समुत्तरतो ण वा पुणो

ता जा जरा ण न पीडेइ, वाही जाव न वेड मे
जाविंदिया न हायति ताव धम्मे चरेत्तुऽह

निद्दहमइरेण पावाइ निंदिउ गरहिउ चिर
पायच्छित्त चरित्ताण निक्कलको भवामिऽह

निक्कलुसनिक्कलकाण सुद्धभावाण गोयमा
तत्तो नट्ठ जय गहिअ सुदूरमविपरिवलित्तुण

एवमालोयण दाउ पायच्छित्त चरित्तुण
कलुसकम्ममलमुक्क जइ णो सिज्झिज्झ तक्खण

ता वए देवलोगमि निच्चुज्जोए सयपहे
देवदुदुहिनिग्घोसे अच्छरासयसकुले

तओ चुया इहागतु, सुकुलुप्पत्ति लभेत्तुण
निव्विन्नकामभोगा य तव काउ मया पुणो

अणुत्तरविमाणेसु निवसिउणेहमागया

हुवंति धम्मतित्थयरा, सयलतेलोक्कबंधवा ॥७७॥
एस गोयम विन्नेये, सुपसत्थे चउण पए ।
भावालोयण नाम
अक्खयसिवसोक्खदायगो त्ति बेमि ॥७८॥[1]

## * નિરપેક્ષતા

અંતર્મુખ જીવનની સફળતા શેમાં છે ? એના ઉપર જુઓ ! જીવન આવશ્યક અનિવાર્ય ગુણોને જોયા એ બધાયની સાથે જીવનમાં નિરપેક્ષતાને પણ ખૂબ ખીલવવી જરૂરી છે જેટલું બને તેટલું જુદી જુદી અપેક્ષાઓથી રહિત જીવન બનાવી દેવું જોઇએ

અપેક્ષા મનના વિચારોથી પ્રગટે છે અને ભુંસાય છે એક માનવ એકજ વસ્ત્ર અને એક ટકના

---

૧ સામાન્યતઃ સ્થૂલ દૃષ્ટિએ આલોચનાના જે જે વિષયો છે, તેમાંના કેટલાકની નોંધ આ પુસ્તિકાને અંતે આપવામાં આવી છે આ નોંધ ઉપર રોજ એક વાર દૃષ્ટિ ફેરવી જવાથી દૈનિક આલોચનાનું ટાચણ કરવામાં સંયમી આત્માઓને ઘણી સુગમતા પડશે

* Fortune can give much but it must be the mind theet makes much enough

ભોજનથી ચલાવી શકે છે અને તેજ માનવનુ મન અપેક્ષાના ગુચગાળોમા ફસાયુ તો વસ્ત્રોના ઢગ અને ધાન્યના કોઠારો પણ તેને ઓછા પડે છે

નિરપેક્ષતા સહજ ગુણોને ખેચી લાવે છે, એ એક સત્ય હકિકત છે સચોગોની પરાધીનતાથી માનવ પોતના ખોબા જેટલા જીવન-નીરને ઢોળી નાખે છે સુખ માટે સુખને મેળવી આપનારા સાધનોની પરાધીનતા જેવી દયામણી દશા જગતમા બીજી કોઈ નહિ હોય માનવમાત્ર સુખને ઇચ્છે, સુખના સાધનો મેળવવા માટે તલસે દીન કોઇ અનાથ નાના રોટલાના ટુકડાથી અપાર સુખ અનુભવે તવ ગર-કેઈ સેવકોનો નાથ મોઘા ભુવના નિવાસી જીવનમા આનદ અનુભવે સહુને સુખ ગમે છે સત પણ સુખનો કામી છે દુખ કોઇનુ સાધ્ય નથી સહુની નજર સુખ મેળવવા તેના સાધન પર ઠરે છે

પણ સુખ મેળવવાની સત અને સસારીની પ્રવૃત્તિમા મોટો ભેદ પડી જાય છે જગતનો માનવ અજ્ઞાનતાના પાટા આખે બાધી સુખ મેળવવા નીકળે છે સાધનો પ્રાપ્ત કરે છે પણ એ સાધનો

દુખપ્રદ બનતા જાય છે હવે એ સાધનોની સાર-સભાળમા એને બધાઇ જવુ પડે છે સાધનોની ગુલામી એને શિરે લખાય છે મેળવેલા સાધન-સુખનો અ'પાશે અનુભવ કરાવે પણ પછી તો જીવનભરની એની ગુલામી માનવના મનને ઉચુ-નીચુ કરી મૂકે છે

હવે એ સુખના મજાતીય સાધનો પ્રતિ મીટ માડે છે એક અનુભવ સર્વત્રનો સમજાતો નથી એટલે અતૃપ્ત માનવ વળી વલખા મારવા શરૂ કરે છે ચિતાનો વટોળ ફરી વળે છે આધગીયા કરીને જ્યા ને ત્યા યત્નો કરવા તલપાપડ થાય છે કદાચ એની જીત થાય અને સાધન લાધી જાય તો ક્ષણ ભરના સુખાનુભવ બાદ જીવનભરની પાછી ગુલામીની કાળી ટીલી લગાડે અકાય છે

અર્ધ-દગ્ધ દશામા ફસાયેલુ માનવ-મગતરુ ધીરે ધીરે અતિકરૂણ અવસ્થામા આવી રહે છે

જીવન ત્રાસમય બને છે કાલુ કાલુ બોલતુ બાળ એને ગમતુ નથી મિષ્ટાન્નના ભોજન એના તકલાદી બનેલા શરીરને ફાવતા નથી વિષયાધ હોવા છતા કુદરત તેને અનુકુળ બનતી નથી શરીર

થાકેલુ છતા મનની ગતિ તીવ્ર છે એટલે મેગ જામતો નથી

સાપેક્ષ જીવનની ઘટીમા માનવ કેવો પીલાય છે, એ ઉક્ત વિષ-ચક્ર ઉપરથી સમજાય છે

એ માનવનુ જીવન એ જ રીતે પૂર્ણ થાય છે એધેરી માનવ-યાના સાપેક્ષ જીવનના જગ લમા અટવાઈ જાય છે

અતૃપ્તિ માનવનો આત્મ-વિકાસ રૂધે છે જે વિકાસ માનવ-જીવનમા જ થાય એ વિકાસ માન વ-જીવનમા જ ન સધાય તો હાથ આવેલી બાજી હાથમાથી સરી જાય એનુ દુ ખ કેટલુ હોવુ જોઈએ !

અસ્તુ, અતર્મુખ બનતા માનવને પણ અપેક્ષા નિમત્રે છે એ નિરપેક્ષવાદી માનવ ભાન ભૂલે તો અપેક્ષા-પિશાચણી એને વશ કરી લે છે અપેક્ષા કુદકે ને ભૂસકે વધતી જાય છે એની ચિતાથી અતર્મુખ જીવનનો કામી જીવ ઉચો આવી શકતો નથી પરિગ્રહના ઢેર ખડકાય છે, મન એ વિચા રણાઓમા વિદગ્ધ બની જાય છે અતર્મુખ જીવન જીવવાના સોણલાઓ સિધ્ધ થતા નથી

બરોબર હૃદયગમ કરી લેવું જોઇએ.

દૂધ ! દૂધની અપેક્ષાથી પુષ્ટિ મેળવવા માટે ભલે દૂધ મેળવ્યું, પણ એને મેળવવાની ચિંતાથી પહેલા જ વિદ્યમાન પુષ્ટિને સળગાવી મૂકી તેનું શું ? માટે જ સુખ બધાયથી નિરપેક્ષ રહેવામાં છે, દૂધથી પુષ્ટિની ચિંતા કરતાં કરતાં દૂધની જ અનિચ્છા, દૂધથી નચિંત બનેલું મન લુખા રોટલાથી પણ લોહી બનાવી શકે છે જેને જીવનમાં આરાધનની જ તાલાવેલી છે, એને વિગઇઓ ઉપર તરાપ શી ? એને એ વિગઇઓની લોલુપતા શી ? એનાથી નિશ્ચિંત બની જઈ સ્વાધ્યાયના ઘોષમાં અને પૂ૦ ગુરુદેવના પડતા બોલને ઉઠાવી લેવામાં જ મહાન કલ્યાણ રહેલું છે

[ ખ્યાલ રાખવો, કે–બધી ય વિચારણાઓથી વિશેષ ગુર્વાજ્ઞાનું પાલન છે એ કહે, કે–'દૂધ પી જાઓ' તો એક પણ હરફ ઉચ્ચાર્યા વિના, અરે ! મનથી પણ વિકલ્પ સરખો ય કર્યા વિના પી જ જવું શ્રેયસ્કર છે 'आणाए धम्मो' સૂત્ર જરા ય ન વિસરવું ]

'ન જોઇએ'નું સૂત્ર જીવનમાં ઓતપ્રોત કરી દેવામાં આવે તો આવશ્યક વસ્તુ એની મેળે મળવાની જ છે. સંયમ લેતાં પુણ્ય-સંપત્તિને વેચી નથી મારી કે જેથી જડ-વસ્તુની અપેક્ષાઓ પાછળ માનવ-જીવનની અમૂલ્ય ક્ષણો બરબાદ કરવી પડે. જે અનિવાર્ય હશે તે જરૂર મળવાનું જ છે, એ મનમાં પ્રતીત કરી લેવું જોઇએ. જેથી મેળવવાની ચિંતામાં સમય બરબાદ ન થાય.

આટલું નક્કી થાય એટલે કોઈ પણ જાતની અપેક્ષા નહિ રહે. દૂધની જરૂર જ હશે તો તે મળશે જ, અને કદાચ મંગાવવા છતાં ન મળ્યું તો મનને કહી દેવું કે- "તને જરૂર લાગે છે, પણ કાયાને તેની જરૂર નહિ હોય માટે નથી મળ્યું."

આ રીતે વિચારણા કરવાથી જીવનમાંથી ઘણી અપેક્ષાઓ ઘટી જાય છે. એમ થતાં જીવન અંત-મુંખ બને છે. પછી તો સ્વાધ્યાય-ધ્યાનમાં એકાગ્રતા એવી અદ્ભુત આવે કે જેનો આનંદ અનિર્વચનીય બને, મહાન સાધના તરફ દૃષ્ટિ પડે અને મન-મયૂર નાચી ઉઠે —

બરાબર હૃદયગમ કરી લેવું જોઇએ.

દૂધ ! દૂધની અપેક્ષાથી પુષ્ટિ મેળવવા માટે ભલે દૂધ મેળવ્યુ, પણ એને મેળવવાની ચિંતાથી પહેલા જ વિદ્યમાન પુષ્ટિને સળગાવી મૂકી તેનુ શુ ? માટે જ સુખ બધાયથી નિરપેક્ષ રહેવામા છે, દૂધથી પુષ્ટિની ચિતા કરવા કરતા દૂધની જ અનિચ્છા, દૂધથી વચિત બનેલુ મન લુખા રોટલાથી પણ લોહી બનાવી શકે છે જેને જીવનમા આરાધનની જ તાલાવેલી છે, એને વિગઇઓ ઉપર તરાપ શી ? એને એ વિગઇઓની લોલુપતા શી ? એનાથી નિશ્ચિત બની જઈ સ્વાધ્યાયના ઘોષમા અને પૂ૦ ગુરુદેવના પડતા બોલને ઉઠાવી લેવામા જ મહાન કલ્યાણ રહેલુ છે

[ ખ્યાલ રાખવો, કે-બધી ય વિચારણાઓથી વિશેષ ગુર્વાજ્ઞાનુ પાલન છે એ દૃષ્ટે, કે-'દૂધ પી જાઓ' તો એક પણ હરફ ઉચ્ચાર્યા વિના, અરે ! મનથી પણ વિકલ્પ સરખો ય કર્યા વિના પી જ જવુ શ્રેયસ્કર છે 'आणाए धम्मो' સૂત્ર જરા ય ન

'ન જોઇએ'નુ સૂર જીવનમા ઓતપ્રોત કરી દેવામા આવે તો આવશ્યક વસ્તુ એની મેળે મળવાની જ છે સયમ લેતા પુણ્ય-સપત્તિને વેચી નથી મારી કે જેથી જડ-વસ્તુની અપેક્ષાઓ પાછળ માનવ-જીવનની અમૂલ્ય ક્ષણો બરબાદ કરવી પડે જે અનિવાર્ય હશે તે જરૂર મળવાનુ જ છે, એ મનમા ગ્રહીત કરી લેવુ જોઇએ. જેથી મેળવવાની ચિંતામા સમય બરબાદ ન થાય

આટલુ નક્કી થાય એટલે કોઈ પણ જાતની અપેક્ષા નહિ રહે દૂધની જરૂર જ હશે તો તે મળશે જ, અને કદાચ મગાવવા છતા ન મળ્યુ તો મનને કહી દેવુ કે– "તને જરૂર લાગે છે, પણ કાયાને તેની જરૂર નહિ હોય માટે નથી મળ્યુ"

આ રીતે વિચરણા કરવાથી જીવનમાથી ઘણી અપેક્ષાઓ ઘટી જાય છે એમ થતા જીવન અત સુખ બને છે પછી તો સ્વાધ્યાય-ધ્યાનમા એકાગ્રતા એવી અદ્ભુત આવે કે જેનો આનદ અનિર્વચનીય બને, મહાન સાધના તરફ દષ્ટિ પડે અને મન-મયૂર નાચી ઉઠે —

મધૂરૂ બીન બજે છે મારે,
મન્દ્ર તરંગિત તારે,
સવાદિત કો ગાન ઘૂંટાતુ,
કોમલ અતર મારે
—આજે વહેની આનદધારા

દિન-પ્રતિદિન આરાધનામા વેગ આવે સ્વ
જનોની અપેક્ષા છોડ્યાથી સસારની ઘણી ઘેરી
ચિંતાઓ ભાગે, ગુરુને જીવન-સમર્પણ કર્યાથી
કોઈ પણ જાતની સ્વેચ્છા ઉભી રહી ન શકે અને
પરિણામે આત્મ-સન્મુખ બનવાથી આરાધનાની એક
અને અદ્વિતીય તમન્ના જાગતી રહે

નિરપેક્ષ જીવનનો આનદ કોઇ અલૌકિક છે
અતર્મુખ જીવનમા સાપેક્ષ તો વીતરાગદેવની વાણીને
અને અનત ઉપકારી ગુરુદેવની પરમકૃપાને જ રહેવુ

એના ખાતર કોઇપણ વસ્તુને સાપેક્ષ બનાવ
વામા નિરપેક્ષતાને બાધ પહોચતો જ નથી એ
ખાસ ખ્યાલમા રાખવુ

જીવનમા ગમે તેટલી આરાધનાની ધૂન હોય

પણ તે વૃત્તના પ્રત્યેક મણકામાં 'ગુરાંજ્ઞા પ્રમાણમ્' નો દોરો પરોવાયેલો હોવો જોઈએ છૂટા વેરાયેલા મણકાની કિંમત કરતાં પરોવાઈને હાર બનેલા એ મણકાની કિંમત ઘણી વધી જાય છે

આ રીતે અંતર્મુખ જીવનના કામી આત્માએ મનને તૈયાર કરવું જોઈએ ઉદાર મનોવૃત્તિ, સહાનુભૂતિ, ગુરુ સમર્પણ, ધ્યેયનિષ્ઠ જીવન અને નિરપેક્ષતાદિ ગુણોનો વિકાસ ખૂબ ખૂબ લક્ષ્યમાં રાખવો જોઈએ

એનાથી જીવન સાત્વિક બને છે સત્વની શુદ્ધિ નિર્ભયતામાં છે (अभय सत्त्वमशुद्धि) એટલે આંતર સાધનાના બાધક ભાવને દૂર કરીને સત્વઘાતી જીવન જીવી શકાય છે

આ રીતે જીવન જીવવાથી સાત્વિક બનાય **સાત્વિક જીવન એ અંતર્મુખ જીવનની સિદ્ધિ છે** અને એ સાત્વિક જીવન બનાવવા માટેના પૂર્વોક્ત-ગુણો સાધન છે

વિકાસની દિશા મેળવ્યા બાદ એકલા અટૂલા જતા ક્યાંય ભૂલા પડીને ફસાઈ ન જવાય એ માટે

લોમિયાની ગરજ સારે તવુ વખાણુ કરવાનો અ
આશય છે

એ વખાણુ જીવનમા ઉપયોગી બને અ
જીવનને હમેશ માર્ગસ્થ રાખશે તો કદીય વિષાદ આ
દોષોનો ઉદ્ભવ સભવશે નહિ (માર્ગ્યો નારગીદ
અને આપનારી જ્યોત ઝગમગતી રહેશે. જીવ
ધન્ય બનશે.



## સાધકનુ જીવન

હા, જીવનમા ત્યાગ નથી તો સત્વ નથી સત્વનો જન્મ થાય છે તે સંસારના ત્યાગમાથી નહિ, માતા-પિતાના ત્યાગમાથી નહિ, સપત્તિના ત્યાગમાથી નહિ, પણ વાસનાના ત્યાગમાથી-વાસનાના માનસિક અસબધથી.

વાસનાઓ અનેકવિધ હોય છે સૂર્ય એક જ પણ અનેકમા તેના પ્રતિબિબો પડતા તે અનેકરૂપે દેખાય છે વાસના પણ તેવી જ છે, વાસના ભલે એક જ સુખની હોય, પણ તેની સામે સ્ત્રી આવતા વાસના સ્ત્રીની બને, ધન આવતા ધનની બને, સ્વાદુ પદાર્થ આવતા તેની બને, તે મનની બને, તે લોભની બને, અરે! જગતના કોઇ પણ પદાર્થની બની જતા તેને વાર ન લાગે.

કહો, વાસનાનુ ક્રીડાગણ કેટલુ બધુ વિશાળ છે ! એના ભોગભૂમિમા કેવી સુખોનો અનુભવ કરાવનારા પદાર્થો વિપુલ પ્રમાણમા છે, માનુષી સુખો માગના પદાર્થો પણ અખૂટ છે

વાસનાનો માનસિક અમ બધ થાય તો સત્વ ખીલે, અને તો સિદ્ધિ વરે, જગતમા પ્રાણીને દેહથી-ઇન્દ્રિયથી વાસનાતૃપ્તિ જો થઈ જતી હોત તો સસારવેલો જલ્દી ઉખડી જાત, પણ તેમ નથી, વાસનાનો કાયિક સબધ ઘણો જ મર્યાદિત છે, પણ તેનો માનસિક સબધ ઘણો જ અમર્યાદિત છે વાસના સદૈવ ભૂખી જ હોય છે, એને તૃપ્તિ કાયિક સબ ધોથી નથી થતી, એટલે મનોયોગદ્વારા કૃત્રિમ તૃપ્તિ મેળવવા યત્ન કરે છે પણ એ તૃપ્તિ સાચી તો નથી જ, એવુ ભાન થતા મનોયોગ ખળભળે છે, ચોગરદમ એની નજર વિસ્તૃત બનતી જાય છે, જગતના માનેલા શિષ્ટ ભોગો અને અશિષ્ટ ભોગોમા અભેદ દૃષ્ટિ આવે છે અને પછી ગમે તેને ગમે તે ચક્ષુ આદિ ઇન્દ્રિયોથી ભરખી લેવા-ઝડપી લેવા તલસે છે, એ તલપમા રાત ને દિ 'નો કાળભેદ ભૂલે છે ગોગ્યાયોગ્યતાનો વિચાર લુપ્ત થાય છે, એથી

સ્વાભિમાન દૂર થઇ જતા દીનતા એ મનોયોગ ઉપર કાબૂ લે છે, હવે વાસનાની ગતિ વેગવતી બને છે, કેમકે મનોયોગના ખેતરમા દીનતાના બીજો વવાઇ ગયા છે, સ્વાભિમાનિતા હતી ત્યા સુધી વિવેકબુધ્ધિ હતી, લજ્જા, શરમ, ગૌરવ હતા હવે એ આખાય પ્રધાનમડળે રાજીનામુ આપ્યુ, દીનતાના હાથ નીચે નવુ પ્રધાનમડળ રચાયુ એમા અવિવેકિતા, જડતા, નિર્લજ્જપાનુ, ઓશીઆળાપણ, કૃત્રિમ ગભીર્ય અને ભય આવે છે વાસનાનો વનખો જ્યા ત્યા ભટકે છે જે તે કાયાને અને મનને ખવડાવે છે કાયા અને મન પોતપોતાની શક્તિનુ ઉદ્દમન કરી દેવાની જાણે કે સ્પર્ધા આરભે છે

અતે મુખની તેજસ્વિતા વિલીન થવા લાગે છે મનની ચચળતા ચિતમા જ આરા મારે છે વાચિક ઉત્સાહ કૃત્રિમ બને છે, જ્ઞાનાર્જન-ભારભૂત લાગે છે આર્યત્વ એક બધન ભાને છે પશુતા આવકારપ્રદ દેખાય છે

સ્વચ્છદતાથી ઉચ્છખલતાનો પ્રસવ થાય છે ચમુઓ તેના ખીલેથી છુટી થાય છે વિચારોના પજરામાથી મુક્ત થએલુ મન જિહ્વાને પણ મુક્ત

કરે છે, એની મસ્તી વધે છે

બસ આ બે જ બન છે, આ બે જ વાસ નાને રીઝવવા માતબર છે આ બે જ વાસનાના અપ્રતિમ ઉત્તેજક બનનાર લડાયક યોધ્ધા સમાન છે

કાયાની સુંદરતા, વસ્ત્રોની પ્રતીક્ષા, માન મરતબાનો ઠાઠ એ જ વાસનાના મૂળ સાધનો બને છે, એને સુખના સાધનોની પરવા નથી, પણ સુખની પરવા છે શરીરાદિ સાધનનુ ગમે તે થઈ થઈ જાય એની ચિંતા કામી અને ભોગી આત્મા પૂર્વે તો જરાય કરતો નથી

સમસ્ત જગતમા હોસ્પીટલો વધી હોય અને ડોક્ટરો વધ્યા હોય, દરદીઓ વધ્યા હોય, દવાઓ વધી પડી હોય તો તે આધુનિક જગતના માનવીની ઉપરની માન્યતાના દૃઢીકરણથી જ વધેલા છે

વાસનાની અમર્યાદિત તૃપ્તિ માટે શરીરની ઉપેક્ષા કરી સંપત્તિની બિનજરુરી વેડફણી કરી એટલે માનવ વાસનાથી અતૃપ્ત તો રહ્યો જ પણ સાથે કાયાનુ બલિદાન દીધુ, સંપત્તિની રાખ બનાવી, મૃત્યુને આવકાર્યું, આયુષ્યની દોરી ટૂંકી કરી.

અને છતા શાંતિ ન મળી, સુખ ન મળ્યુ, તૃપ્તિ ન થઇ, હાય! જે વાસના-સુખ ખાતર મહામૂલા જીવનનો ભોગ આપ્યો જેના ખાતર કઇંક કાળા ધોળા ચીતર્યા, જેના માટે કઇકની સત્ય કથાઓને અવગણી નાખી બસ આંધળી દોટ મૂકી અપૂર્વ વિશ્વાસ સાથે, અખૂટ શ્રદ્ધા સાથે, એને કંઈ જ ન મળ્યુ ? અરે જીવનના છેલા શ્વાસઘૂંટોમા પણ અશાંતિ ધૂંધાતી રહી! જીવન માનવનુ ભવ્ય છતા એનો કરણ અંજામ એ મગતા માનવને સાપડયો! વર્ષોની જહેમત બાદની ચિર-વિશ્રાંતિ, પણ ભયજનક બની સ્વજનોની વિદાય-વેળા રૂદનનું નિબંધન બની. વાહ કુદરતના અચલ નિયમો, અકાટ્ય કાયદાઓ અને અભેદ્ય બંધનો સામે માનવ જેવો માનવ બેબાકળો બને!

અરે એમા આશ્ચર્ય શુ છે ? વાસનાનો વલખો કોઇ ધુરંધર હોય કે બ્રહ્મા પણ હોય સહુ એની સત્તા નીચે જીવનના કર્તવ્યને વિસરી જાય-સરાસર વિસરી જાય

પણ પછી આ જીવનનો આનંદ શો ? જીવનની મસ્તી કયા ? જીવનના સુખ શા ?

કરે છે, એની મસ્તી વધે છે

બસ આ બે જ બન છે, આ બે જ વાસ નાને રીઝવવા માતમર છે આ બે જ વાસનાના અપ્રતિમ ઉત્તેજક બનનાર લડાયક યોધ્ધા સમાન છે

કાયાની સુદ્ગ્તા, વસ્ત્રોની પ્રતીક્ષા, માન મરતમાને ઠાઠ એ જ વામનાના પૂ સાધનો બને છે, એને સુખના સાધનોની પરવા નથી, પણ સુખની પરવા છે શરીરશક્તિ સાધનનુ ગમે તે થઈ થઈ જાર એની ચિંતા કામી અને ભોગી આત્મા પૂર્વે તે જરાય કરતો નથી

સમસ્ત જગતમા હોસ્પીટલો વધી હોય અને ડોકટરો વધ્યા હોન, દરદીઓ વધ્યા હોય, દવાઓ વધી પડી હોય તો તે આધુનિક જગતના માનવીની ઉરની માન્નતાના દ્ઢીકરણથી જ વધેલા છે

વાસનાની અમર્યાદિત તૃપ્તિ માટે શરીરની ઉપેક્ષા કરી સંપત્તિની મિનજવાબદાર વેડફણી કરી એમ્યે મનવ વાસનાથી અતૃપ્ત તો રહ્યો જ પણ સાથે કાયાનુ બલિદાન કીધુ, સંપત્તિની રાખ બનાવી, મૃત્યુને આવકાર્યું, આયુષ્યની દોરી ટૂંકી કરી.

અને ઇતા શાંતિ ન મળી, સુખ ન મળ્યું, તૃપ્તિ ન થઇ, હાય! જે વાસના-સુખ ખાતર મહામૂલા જીવનનો ભોગ આપ્યો જેના ખાતર કંઇક કાવત્રા દાવા ચીતર્યા, જેના માટે કંઇકની સત્ય દયા પ્રેમને અવગણી નાખી બસ આંધળી દોટ મૂકી. અપૂર્વ વિશ્વાસ સાથે, અપૂર્વ શ્રદ્ધા સાથે, એને કંઇ જ ન મળ્યું? અરે જીવનના છેલા શ્વાસપૂરામાં પણ અશાંતિ ઘૂંટાતી રહી! જીવન માનવનું [illegible] એનો કરુણ અંજામ એ મરતા માનવને શાપ છે! વર્ષોની જહેમત બાદની ચિર-વિશ્રાંતિ, [illegible] નર્ક બની સ્વજનોની વિદાય-વેળા રુદનનું નિમિત્ત બની. વાહ કુદરતના અચલ નિયમો, અફર કુદ-રાઓ અને અભેદ્ય બંધનો સામે [illegible] માનવ બેબાકળો બને!

અરે એમાં આશ્ચર્ય શું છે? [illegible] કોઇ ધુરંધર હોય કે પ્રજ્ઞા પણ [illegible] સત્તા નીચે જીવનના કર્તવ્યને નિત્ય અવ-સરાસર વિસરી જાય

પહેલા જ કહ્યુ છે, કે–વાસનાના માનસિક અસબધ માથી સત્ય જન્મે, એ સત્યની વિપુલતામા જ જીવનનો આનદ, જીવનની મસ્તી, જીવનસૌરભ સમાયેલી છે

## બસ, મારે ન જોઇએ —

માન મારે ન જોઈએ, ખાન-પાન મારે ન જોઇએ ॥ વૈષયિક ભોગો મારે ન જોઇએ, સુખ શીલતા મારે ન જોઇએ મારે તો કઠોરતા જોઇએ, મારે તો સહિષ્ણુતા જોઇએ, માર તો નિરભિમાનિતા જોઇએ, મારે તો નિર્મમત્વ જોઇએ, મારે તો નિ સ્પૃહતા જોઇએ, આવા માનસિક દઢીકરણથી જીવન ધ્યેયનિષ્ઠ બની જવુ જોઇએ

**મીઠાઇના ટુકડા** મારી સાધુતાને ન છાજે, માગ આતમરામને કર્મની કાળી સજા, અને હુ એને સુખે જીરવી શકુ ? અરે ! એની સસાર-અર્ગલાને વધુ મજબુત બનાવુ ? હુ જ આ બધનમા અને છતા સુખ-ચેનથી રહી શકુ ? આ તે કેવો અદ્વિતીય ભ્રમ ! નહીં, નહીં, આતમરામને કાળા પાણીથી યે ભયકર કર્મ-સજામાથી મુક્તિ ન મળે ત્યા સુધી મીઠાઈના ટૂકડા મોમા શે ચવાય !

છુ નત્વના ભાથા વિના શે' પગનુ ગડાશે ? અરે ! સમસ્ત વાસનાને સર્પ-કાચળીની જેમ ઉતારી નાખનાર મહાસત્ત્વશાળી છુ, હવે મીઠાઇના ટૂકડા માટે એ મત્ત્વના લીલામ શા ?

નહિ, નહિ, ન જોઇએ મારે મીઠાઇને ટૂકડો મારૂ મન એમા ભરાય, વામનાનુ ચિત્ર બહોળુ બનતુ જાય, સત્ત્વ હણાતુ જાય, એ મારા જેવા કાર્ય સાધકને ન પાલવે

**દૃષ્ટિના દોષ** પણ મારી સાધુતાને ન છ જે અરે ! કોઈકને દૃષ્ટિના શિકાર બનાવુ, મનોયોગ એ વિકૃતિથી ખરડાઇ જાય, કાય-યોગ અપ્રમત્તભાવને ભૂલતો જાય, સાધનામા શિથિલતા પાગરતી જાય, ના, ના આ પણ મારા આત્મ મત્ત્વને હણનારી બેધારી તલ્વાર છે એથી તો દૂર જ રહેવુ જગત બિચારૂ અજ્ઞાન છે એટલે સદાય અતૃપ્તિને જ બક્ષનારા વૈષયિક સુખોમા રાચે, પણ હુ એ જગતનો નથી જગત એ મારૂ નથી મારે એ સુખો સાથે શી નિસ્બત ? મારી પાસે સુખના અખૂટ ભડારો પડેલા છે ભડારો ખોલવાની ચાવીઓ પણ છે જલ્દી ભડાર ખૂલતા નથી એટલે શુ થાકી જવુ ? નહિજ, હરગીજ નહિ

ને મધ્યે જઈશ તો જરૂર ખૂટી જશે; અને પછી એ સુખના ભંડારનો શાશ્વત કાળ માટે ભોક્તા બની જઈશ ભલે શ્રમ વધુ પડે, પણ સુખ તો તેજ મેળવું જે દુ ખાનુવિદ્ધ ન હોય, જગતના દુ ખાનુવિધ્ધ સુખોની કે જનાથી પણ મારા આત્મ-સત્ત્વ હણાય, વૃદ્ધિગત ન બને તો આ ભંડારના તાળા સત્ત્વહીન એવો હું શી રીતે ખોલીશ? મારું તો આજે આ જ પરમ-કર્તવ્ય છે એટલે દૃષ્ટિદોષથી મારા આત્મ-સત્ત્વને હું લેશ પણ ન્યૂન થવા દેનાર નથી

માન-પાનની શોભા પણ મારી સાધુતાને ન છાજે ભૂ ચો, માન-પાનની તે શોભા કહેવાય? વિશ્વ જેમાં ગોળા માનીને અવળે રસ્તે દોડયું જાય એને અનંતની યાત્રાનો સાધક એવો હુ શી રીતે શોભા કહુ ? મારે મન તો એ માન-પાનની ગ ડકી છે જગતને મારી આંતરશક્તિનો આવિષ્કાર-પરિમર કરી બતાવુ, એટલે જ માન-મરતબા મળે. આતરશક્તિના આવિષ્કાર જે મનોરંજન બુધ્ધિના હોય તો તે એક પાષાણ સમાન છે એ મસૃણ પુષ્પો નથી જગત તો એને મસૃણ પાષાણ સમજી પહેલા વધાવી લે, પણ પછી એની કઠોરતાનું દર્શન કરી એનો સ્પર્શ પણ ન ઈચ્છે હ એ પાષા

ણુને વિશ્વની સામે ફેંકુ અને માન-પાનની ગદડીમા પડતાની સાથે તે ગદડી મારા ઉપર પડે

ચેતન! માન-પાનની એ ગદડીથી તુ શાને ખરડાય!

પુષ્પને સુવાસ આપવા માટે જવુ પડતુ નથી એ સુવાસની આકર્ષકતા જ એવી હોય છે કે એના રસિક પ્રાણી વણુમાગ્યા નિમંત્રણે દોડી આવે છે સાધનાની સુવાસ પણ આવી જ હોય છે સાધકને ભક્તો સાથે, શિષ્યો, સંપત્તિ તથા યશકીર્તિ સાથે નિસ્બત જ નથી એને તો માન નિરપેક્ષ જીવનની નિસ્બત છે નિરપેક્ષ જીવનના અનુપમ આનંદની, નિરપેક્ષ જીવનની અનોખી મસ્તીની જ એને ભૂખ લાગી હોય છે

માનપાન એ સંસાર છે એનાથી પર રહેવુ એ વિરક્તિ છે સાધક પરમજ્ઞાનનો અભિપ્સુ છે, તેના લક્ષ્યવાળો છે એ જ એના આતમાભિલાષનુ માધ્યમ છે એ સાધક અવસ્થામા છે, એટલે દિન-પ્રતિદિન જ્ઞાનોપાસના દ્વારા પરમ-જ્ઞાનના નિઃશ્રેયસાસ્પદ પ્રતિ જઇ રહ્યો છે જ્ઞાનોપાસનાનુ ફળ વિરતિ છે તે જેમ જેમ પ્રાપ્ત થતી જાય તેમ તેમ

જ્ઞાનોપાસના સફળ બનતી જાય જ્ઞાન-મસ્તી બાહિ
ર્મુખતાને હઠાવે, આન્તરિકતાનુ દર્શન કરાવે અને
તેમ થતા જગતના સર્વ ભાવોથી વિરામ-વિશ્રામ
પ્રાપ્ત થતો જાય

વિકાસના માર્ગે રહેલા અજ્ઞાનના અધાર-પડ
ભેદાવા લાગે, આતરિક જીવનમા વહેતી ગુણ-સરિતાના
ફૂટેલા ઝરણા નીરખે, મન-મયૂર ડોલી ઊઠે, એને
થાય, "અહો, અમાપ-દુર્ગમ-અજ્ઞાન-અહેરાના
રણમા ગુણ-સરિતાના ઝરણા ક્યાથી? હવે તો
આ શીતલ-જળમા કૂદી પડુ!" ત્યારેજ આ સાધ
કને સમજાય છે કે જગતના માન-પાન એ સુદ
રતા નથી, એ સુખના સાધન નથી, એ શોભા નથી,
બ કે આન્તરિકતાના દર્શન થવામા એ મોટી પ્રતિ
બધક દિવાલ છે, દુખના અવસરે સહિષ્ણુતાને ન
ટકવા દેનારી કોઈ વિલક્ષણ શક્તિ છે અરે!
આતરવિશુદ્ધિ ઉપર ઉડનારી એ વિચિત્ર ગદકી
છે, અજ્ઞાનમા રાચની લેશને ગદકી ગમે હુ
તો નિશ્રેયસનો સાધક, પરમ-જ્ઞાનનો અભિપ્સુ,
બાહ્ય ભાવથી વિરક્ત બનેલો, આન્તરિકતાના ઉત્કર્ષને
તલપનો, કોઇ અદ્ભૂત અવધૂત! મારામા તે ભેસ
વૃત્તિ શેની હોય? પ્રભો! એ માન-પાનની

મારામા રખે ઊડી જાય ! જેના જીવનમા આ ગદ
કીના દાગ ઉડયા નથી, તેના જીવનનો આનદ અનિ
ર્વચનીય હોય છે, એની પ્રતિભા અપ્રતિહત બને છે,
એનુ ધ્યાનેજ અક્ષય બને છે, એ નિષ્પરિગ્રહી ને
નિરપેક્ષ હોવાથી મસ્ત યોગીની જેમ ગ્રામાનુગ્રામ
વિહરે છે વાસના-ભ્રમરીઓ એને પજવતી
નથી, એટલે એનુ આત્મ-પુષ્પ સદૈવ વિક
સ્વર રહે છે ટૂંકમા, એ અવધૂત દશાનો આનદ
અનુભવી શકે, ફકીરીમા પણ અમીરીનુ પાન કરે,
જગતના માન-પાનથી બેપરવા બને, એના મનમા
અને એના તનમા સાધનાની લહેરીઓ અનવરત
વહ્યા કરે છે

સાધનાની તલપ-સાધનાનો તલસાટ એવો
અપૂર્વ હોય છે, કે-જેના પરિણામે આત્મ-સશોધ
નના કાર્યમા એ સાધક સદૈવ વ્યાપ્ત રહે છે એનુ
મન એમાથી વિશ્રાન્ત થતુ નથી કામને એના
મનમા પ્રવેશવાને કોઈ તક લાધતી નથી, લાલમાનો
અનુભવ એને સ્પર્શતો નથી, પ્રમાદની શૃ ખલામા
ક્યારે ય જકડનો નથી એના તનમા સાધનાની
લહેરીઓ અનવરત વહ્યા કરે છે

વૈષયિક સુખો એને સ્પર્શતા નથી એ સુખ

દુખાનુવિધ્ધ છે દુખરૂપ છે, એવો નિશ્ચય કરી લઇ મનકપિને એના પ્રતિ ફાળ ભરવાની એ હમેશ ના પાડે છે માનવદેહ એ વૈષયિક સુખોના ભોગનુ સાધન નથી, એ તો ભોગ-વાસનાને નિર્મૂળ કરવા માટેનુ અપ્રતિમ હથિયાર છે એવી ભાવનાથી સાધક હમેશ ભાવિત રહે છે ધનમા કથિરની કપના કરી, સ્ત્રીમા બીભત્સ માસના લોચાની ભાવના કરી, સ્વાદુ પદાર્થના ભોગમા આત્મ-ગુણોની ખુવારીનો સકલ્પ કરી લઇ એ એકેયમા રાચતો નથી આત્મ-મસ્તી એ જ એની અનોખી અવસ્થા બની રહે છે એને જગતનો કોઇ આનદ ભાવતો નથી એના મનમા, એના તનમા સાધનાની લહરીઓ અનવરત વહ્યા જ કરે છે

વૈષયિક સુખોથી વળગી પડતી સમારની ગુલામી એને પરવડતી નથી જીવનની અમૂલ્ય ક્ષણોની એ ક્ષુલ્લક સુખાસ્વાદથી થતી બરબાદી એને ખૂબ જ સાલે છે ના એને જગતના આનદમા રાચવા જ આવડતુ નથી જગતના વ્યવહારોમા અબૂઝ રહેવુ એ એની પસદગી રહે છે અરે! જગતે પસદ કરેલા, જગતે માની લીધેલા સુખના રાહ ઉપર ચાલી જતા જીવોને નીરખી એનુ હૈયુ

દયાર્દ્ર બની જાય છે, એને કોઈ ભયંકર કાંટના ફાંસામાં સપડાઈ જતી આ સંસાર—સેના ભાસે છે એ પછી એ સેનાની થતી કત્લેઆમ નીરખી એનું મસ્તક એના પરમોપકારક ગુરુના પ્રતિ પુનઃ પુનઃ ઝુકી પડે છે એની અત્યુત્તમ અવસ્થાની પ્રાપ્તિ પાછળ ગુપ્ત રીતે આનંદરૂપના પાન કરાવતા એ દિવ્ય પુરુષના મનોદર્શન કરતા એના ચક્ષુઓ હર્ષાશ્રુથી છલકાઈ જાય છે એના મનમાં, એના તનમાં સાધનાની લહરીઓ અનવરત વહ્યા કરે છે

આધુનિક વિજ્ઞાનને પરમ સુખની શોધ કરનાર તરીકે તે નવાજે છે સાધનોમાં સુખ છે, એવું વિજ્ઞાન ! (ભ્રમ) નિષ્પન્ન કરાવીને સાધનોના અવનવા સર્જન એક આધુનિક વિજ્ઞાન કરે છે સુખ માટેની, સુખના ચમત્કારિક સાધનો માટેની અજ્ઞાન જીવોની ઝંખના તીવ્ર હોય છે એના ખાતર પસીના નીચોવીને મેળવેલી લક્ષ્મીની બરબાદી કરે છે, વિષયોની તૃપ્તિ માટે જ નવીન સાધનો પાછળ દોટ મૂકે છે શિષ્ટાશિષ્ટ પ્રવૃત્તિના ભેદ ભૂલીને ભટકતા એ સુખના ભિખારી જીવો જીવનને પાયમાલ કરે છે, પણ સુખ લાધતું નથી સુખની કલ્પનાનો જ માત્ર અનુભવ

સુખ-ચટોગીની પર રહેલો આ અવધૂત આતમરામ નદ નદ રિમન કરે છે એના મનમા, એના તનમા સાધનાની લહરીઓ અનવરત વહ્યા જ કરે છે

આજના વિજ્ઞાનને પરસ્મૈપદી બનેલુ જુએ છે, પણ એને તો પોતાનુ વિજ્ઞાન આત્મનેપદી બનાવવાના કોડ હોય છે

સાધનાના પંથે ચાની જતા એને સિદ્ધિ ન મળે ત્યા સુધી મૂગા રહેવુ વધુ ઈષ્ટ લાગે છે અધકચરા વિજ્ઞાનથી વાદ વિતડા કરવુ નિરર્થક સમજે છે એને 'જગતની આનુશ્રોતસિકી વૃત્તિમા સસાર અને પ્રાતિશ્રોતસિકી વૃત્તિમા વિરાગ રહેલો છે' એવા પાઠ ભણેલા છે, એટલે સુખ અને સગવડોને જલાજલી આપવામા વધુ સુખ-સગવડનો એ અભ્યાસ કરે છે જગતના અભ્યાસિક સુખોથી મનને પાછુ ખેચી લેવાનો પ્રયત્ન હિમત હાર્યા વિના જારી રાખે છે કોઇ અપૂર્વ ક્ષણે આતર-સુખના ચમકારા યે મારી જાય છે એનો આનદ નિરવધિ બની રહે છે વૈષયિક સુખોની પ્રાપ્તિ પાછળ ચિતા કરવી એને પાલવતી નથી એને એ સબધમા નિશ્ચિત રહેવુ વધુ પસદ પડે છે પુણ્યના ઉપર

દૈહિક સુખને છોડી મૂકે છે મળશે તો પુણ્યથી નહિ મળે તો પરવા નહિ, એવી નચિંત વૃત્તિથી માનવ નદીના નીર વહાવે છે એને એ નીરની નિર્મળતા જાળવી રાખવી છે એટલે સુખસગવડતાના મેળનુ મિશ્રણ ન થઈ જાય એની સતત કાળજી રાખે છે વિષયો ક્ષણભર સુખના ભાસ કરાવીને ચાલ્યા જાય છે પણ પાછળ એની ઝંખનાના ફુસ ફારોનુ દર્દીકરણ કરતા જાય, એટલે માનવ—મન એની પ્રાપ્તિ કાજે સચિંત બનતુ જાય, ચિંતાના ગુંચળાઓમા એકવાર ફસાએલુ મન ઊકળી શકતુ નથી જીવન—જળ સુકાઈ જાય છે જીવ અમૂલ્ય દેહનો ત્યાગ કરી જાય છે સાધના અધૂરી રહે છે એની પૂર્ણતા અનેક ભવોને અંતે આવે છે, આ નુકશાની સાધકના મનોમંથનમાથી નીકળેલી હોય છે, એટલે એને જગતના વિનશ્વર પદાર્થો, લોલુપી તત્વો અને વાસનાનુકૂળ વિચારો ખપતા નથી, એની દૃષ્ટિ એક જ જીવનના અંત સુધી પહોંચતી નથી, પણ જીવનોના જીવન સુધી પહોંચતી એ દીર્ઘદૃષ્ટિ છે એટલે ભાવીના અહિતકારી ઓછાયા એની નજરમા તરવરે છે વિષયોના ભોગવટાને એ ત્યાગે છે આનંદના ઉછાળના આનંદિકતાના મૂળમા રહેલા

સુખના પાતાળ-કૂવાને ભેદે છે, એ સુખનુ પાન અનવરત કર્યા કરે છે એના મનમા, એના તનમા સાધનાની લહરીઓ અનવરત વહ્યા કરે છે

"જગતના જીવ એક જીવનના સુખના લક્ષ્યવાળા છે, છતા ધનની કામનાથી શીતાદિ દુસ્સહ પરિષહો સહી લે છે, માનાપમાનની પરવા કરતા નથી, શેઠ સાહેબોની ચાપલુસી કરવામા બાકી રાખતા નથી, રાત ને દિવસનો ભેદ પણ ભૂલી જઈ સતત પણે કાર્યસિદ્ધિ પાછળ મંડે છે, એક યોગીની જેમ ધનના ધ્યેયમા દત્તાવધાન બની જઈ મંત્ર સાધકની જેમ ધનસાધના કરે છે, તો મારે તો અનત જીવનોના સુખનુ લક્ષ્ય છે, જન્મ-જરાના દુર્નિવાર્ય દુ:ખોને પણ નિષ્ફળ કરવા છે, સ્વાભાવિક બની ગયેલ વૈષયિક વાસનાઓને નિર્મૂળ કરવી છે, આત્માના પ્રદેશે ઘર કરી બેઠેલા અહના નાદને દબાવી દેવો છે અરે ! દુ:ખને જ માત્ર નહિ, આભાસિક સુખને પણ ત્યાગવુ છે આશા-તૃષ્ણાની હોળીઓ બુઝાવવી છે, તો એના માટે મારી સાધના માટેની અભિલાષાને મૂર્તિમાન કરવા મારો પુરુષાર્થ કેવો હોવો જોઇએ ? અપ્રમત્ત બનીને જ રાધાવેધ સાધી શકાય. અનુમાનાદિ શુભ પ્રવૃત્તિમા અનન્ય-

ચિત્ત બનીને જ ઇષ્ટસિદ્ધિ થાય મરી સાધ અવસ્થામા દિન-પ્રતિદિન સાધના ઉત્તમ શિખરન નજદીક જઉ છુ જેમ જેમ સાધનાની પર્વતકેડીયે આગળ વધતો જઉ છુ, તેમ તેમ વિષય-વાસનાનં તળેટી દૂર થતી જાય છે, પ્રાતિભાસિક સુખન સાધનથી ભરેલી વાસનાની ખીણુ વધુ ને વધુ ભયક બનતી જાય છે, તળેટીએ હતો ત્યારે એ ભયપ્ર લાગતી ન હતી સાધનાની કેડીએ ચડતો ગયો તેમ તે ભયજનક બનતી ગઈ હવે એ ખીણન તરફ જોવુ પણ મરણાતિક કષ્ટને ખેંચી લાવે અરે, એના પ્રતિ જોતાની સાથે જ એ અગાધ ખીણમા એ લેકાર ભયાનકતામા દૃષ્ટિ પડતાન સાથે જ તમ્મર આવી જાય સાધનાની કેડી ચૂકાય અને પુરુષાર્થથી પ્રાપ્ત કરેલી સિદ્ધિ અને હુ (સાધક) બેય એ ઊંડી ખીણમા ચાલ્યા જઇએ અહો, રાઈના દાણા જેટલી પ્રગતિએ પણ ઠીક ઠીક ચઢાણ કરાય, પણ એક જ ક્ષણમા અસાવધાનતાને લીધે એ સિદ્ધિનો કરણ અ ત્તમ આવી જાય માટીનો ઢેફ઼ તો એક વાર માટીમા મળશે ત્યારે મળશે પણ સાધના આ રીતે અનેક વાર માટીમા મળી જાય, જીવનયાત્રાના માર્ગ બદલાઈ જાય,

જીવનનીરના વહેણુ વિદિશાએ વહેવા લાગે, આખના પલકાનમા વિકાસની દિશા વિનાશની ઓતરાતી દિવાલો તરફ ફરી જાય ના, ના, મને એ વિષ ચોની ઊંડી ખીણોમા ટકિયુ કરવુ પાલવે તેવુ નથી માર તો અનન્યચિત્ત બનવુ છે, મારે તો અનતના ધામે જવુ છે, વીતરાગતાનો અનુભવ કરવો છે, હુ તો સીધો જ એ દુર્ગમ કેડીમા ચ ચો જઈશ. એ વિકમ વાટને વટાવી જઈશ મારા અનત આનદને-અવ્યાબાધ સુખને પ્રગટ કરીશ સાધકને આવી જ તમન્ના હોય છે કઠેરતા એના જીવનનુ માધ્યમ હોય છે, સર્વે સિધ્ધિ એનો મુદ્રાલેખ હોય છે એ લોકોત્તર તત્ત્વને લાધવા એકલો-અટૂલો ચા યો જાય છે એના હૃદયમા ગુરુ વસ્યા છે, એણે મસ્તકે દેવને સ્થાપ્યા છે, એને કોઇની કમીના નથી. એ મસ્ત-ફકીર, એ દરિદ્ર નારાયણ, એ અનોખો ઓલિયો કોઇ અપૂર્વ ફળ મને મેળવવા અને એનથી કમ રોગને નિર્મૂળ કરવા સાધનાના પથે ચાલ્યો જ જાય છે એને ઈશ્વરની પ્રાપ્તિમા અખૂટ શ્રધ્ધા છે એ શ્રધ્ધાથી એને કષ્ટનો ભાસ પણ નથી એનો આનદ અનુપમ છે એના તનમા, એના મનમા સાધનાની લહ

રીએ અનવરત વદ્યા જ કરે છે

અનાદિકાળથી આત્માનો નિકટ સબંધી દેહ છે દેહના પુદ્ગલ સ્કંધની માયા ચેતનજીને સૌથી વધુ હોય છે જગતના જીવો ધન ઉડાવી શકે છે ધાન્ય છુટે હાથે વેરી શકે છે વાડી, લાડી અને ગાડીની બક્ષિસો પણ કરી શકે છે ચક્રવર્તી પણ ધારે તો છયેય ખંડનુ રાજ્ય કોઈ અવધૂતના ચરણમા ધરી શકે છે, પણ દેહના સમર્પણ તો કો'ક જ કરી શકે કૂડી કાયા ભિખારીને પણ પ્યારી હોય છે સર્વાંગે વક્ર ઊંટને ય તેનો દેહ પ્રિય હોય છે એકેન્દ્રિય વનસ્પતિના ઠુઠાને પણ એની કાયા પર મૂર્છા હોય છે દેહના બલિદાન કરનારા તો વિરલ જ હોય છે

વીતરાગતાનો અભિલાષુક સમતાના અખૂટ સુખનો વાંચ્છુ સાધક એ એકજ સ્વાર્થ માટે, આત્મા નંદ માટે દેહનુ બલિદાન કરે છે, સ્વજનોના પ્રેમને તિરસ્કારે છે, વાસનાઓને દગાવે છે, ભૌતિક સુખોની જુગુપ્સા કરે છે, સ્ત્રીના કામુક નયનોથી વિમુખ બને છે, એને મન કાયાની જેલમાથી ચેતનની મુક્તિ એક જ લક્ષ્ય બની રહે છે ચેતનની મુક્તાવસ્થા

માટે દેહના સુખ, દેહના સુખજનક સબંધો, દેહના ઉપભોગો અને દેહની કામના બધું ય ત્યજે છે, દેહનું કાંઈપણ થઈ જાઓ, મારે તેની સાથે નિસ્બત નથી, હું એટલે હું જ, હું એટલે આત્મા, દેહ નહિ જે દેહની મૂર્છાથી જે દેહની સુખ-સગવડોની પૂર્તિથી મારા ચેતનની સમારાવસ્થા વધતી જાય, એ દેહના ઉપભોગ માટેનું આ જીવન નથી, દેહથી આત્માનો વિનાશ સર્જાય, પણ સાધક તો એનાથી વિકાસનું સર્જન કરે આત્મવિશુધ્ધિ ખાતર ભગવા વસ્ત્રોનો સ્વીકાર કરે, દેહનું મૃત્યુ પહેલેથી સુચિત કરે, દેહની આસક્તિને મારવા તનતોડ પ્રયત્નો કરે, એ રીતે દેહની જરા ય પરવા કર્યા વિના ભૂખ—સુખ ભૂલી, તડકા-છાયા વિસરી, ભોગ-રોગ તજ છોડી, એક જ આત્મ-વિશુધ્ધિ માટે મચી પડે એ સાધક દુષ્કર એવા દેહ બલિદાનને કરનારા બને, પછી એને દેહના સબધી વસ્ત્રાદિ, જમીન (ઉપાશ્રય) આદિ અને સ્વજનાદિ ઉપર મૂર્છા રહેતી નથી, અનેક આશાએના સબધમાથી એ મુક્ત બને છે, એ જગતથી અલિપ્ત બને છે, જગત માટે એનું મૃત્યુ, અને એના માટે જગતનું મૃત્યુ નિર્ણિત થઈ ચૂક્યુ હોય છે, નિસ્પૃહતાના અકુશ આ અપ

સયોગોની ભૂમિમા ફૂટી નીકળે છે, એમાથી સન તાના ફૂલ-ફળો પાગરે છે અને એના સ્વાદ આસ્વાદ દ્વારા અપૂર્વ આનદનો અનુભવ આ અવ ધૂત યોગી કરી રહે છે શાન્ત સુખોમા ઇતિકર્ત વ્યતાને અનુભવતા જગજ્જતુઓની સામે આ મહા ત્મા દયામયી દષ્ટિથી નીરખી રહે છે કર્મસત્તાની ભીરણ ઘટીમા પીસાતા સમસ્ત જીવોને ઉગારી લેવાની ભાવનાથી એના હૈયાને ભાવિત કરે છે સાથે સાથે મેળવેલી માનવ-તકને સફળ કરવા એ વધુ કટિબદ્ધ બને છે એના મનમા, એના તનમા સાધનાની લહરીઓ અનવરત વધ્યા જ કરે છે

આ સાધકને પ્રકૃતિ આખીયે વિરાગના નિજ ધનરૂપ બની જાય છે, પ્રકૃતિના દર્શન પ્રેરણાના જનક બની રહે છે, ગ્રામાનુગ્રામ વિહરતો આ સાધક ચારેય બાજુ સ્થિર ઉભા રહેલા, વર્ષોથી વાયુના ઝપાટાને સહતા, ટાઢ અને તડકો વેઠતા વૃક્ષોને જુએ છે, ત્યારે તેનામા સ્થૈર્ય-ધર્મનુ સસ્મરણ થાય છે, એકેન્દ્રિય વૃક્ષોની સ્થિરતા પોતાની કરી લેવાના એ મનોરથ સેવે છે એનુ મન-મયુર ઠેકડા મારતુ ચાલ્યુ જાય છે, ગગનમા કલ્લોલ કરતી

ચાલી જતી વિકૃતિઓની કતારને જોતા સ્વાધીનતાનો આનંદ સ્મૃતિ-પટમા ખડો થાય છે

ગમે તેવા અનુકૂળ સાધનોથી ભરપૂર સંસાર હોય અને ગમે તેવી સુખસગવડોને ચખાડતો હોય પણ સાધનોની સુવર્ણ-શૃંખલાઓ એ તો એક પરાધીનતા જ ને! પરાધીનતાના સુખ શા કામના? ખળખળ વહી જતા બાળ-ઝરણાની નિર્દોષતા જુઓ! નિર્દોષ જીવનના આનંદની કેડી ભલે સાંકડી હોય, પણ એ અનંત હોય છે માયા-કપટાદિ દોષોથી પ્રાપ્ય આનંદના પથો ભલે વિશાળ હોય પણ એ ટૂંકા હોય છે, અંત જલ્દી આવી જતો હોય છે જગતના સમસ્ત જીવો પ્રતિ સમદૃષ્ટિ કેળવવાની પ્રેરણા સૂર્ય-ચંદ્રમાથી એ મેળવે છે, મંદ સ્મિત કરતો બાલારુણ અને ગુલાબી શીતળતાને વહાવતો શશિ એની મનોભૂમિમા સ્થિર થઈ જાય છે, બે ય બધાયને પ્રકાશ આપે છે, ચારે ય દિશાઓમા વ્યાપીને અંધારના પુંજ દૂર કરે છે, એમની સત્તા કોઈને બાધક બનતી નથી

વિશ્વનો ફિરસ્તો સાધક પણ વિચારે

કે " હું પણ ક્યારે સમસ્ત જીવો પ્રતિ કરુણા માધ્યસ્થ, પ્રમોદ અને મૈત્રી ભાવનાને ઉત્તેજિત કરૂ" વિશ્વનો ઉપકાર કરવા નીકળેલા મારે પણ સૂર્યસમા સમદૃષ્ટિ બનવું જોઇએ, મારી સત્તા કોઇપણ જીવને દુખજનક તો ન જ બનવી જોઇએ, ને શું મારું અવસ્થાન સહુને શાંતિ આપનારું ન બને? મારા દર્શનમાત્રથી સામાના નયનો ન ઠરે? સાધના તો એવી કરૂ કે જેનાથી આ અપૂર્વ સિધ્ધિ થાય, પરના દોષ અને પરના રૂપ જોવાના બધ કરૂ તો નયનો નિર્મળ બને, લાલસાઓની પરિતૃપ્તિ દ્વારા જીભને મુખપેટીમા નચાવવાનુ બધ કરૂ તો એ મુખમાથી પુષ્પ શા કોમળ અને આમ્રશા સ્વાદુ વચનો બહાર નિકળે તુચ્છ વિકલ્પો કરવાનુ બધ કરૂ તો મન માથી શુભ વિચારણાની સુવાસ પ્રગટ થાય જીવ-નમા આ સિધ્ધિ થાય તો જ સહુને શાતિપ્રદ-સુખ પ્રદ બનુ, મારૂ અવસ્થાન પણ આનદજનક બની શકે

સૂર્ય-ચદ્રની સમદૃષ્ટિને વિલોકતા આ સાધક આગળ ધપ્યે જાય છે, પૃથ્વી મૈયાના આભૂષણુ રૂપ બનેની અને ચોગરદમ દૃષ્ટિ-પથમા આવતી

પર્વતોની હારમાળા આ સાધકને એક નવિન દષ્ટિ આપી જાય છે વર્ષોના વર્ષો વીત્યા અરે ! સૈકાઓ વીત્યા પણ વિશાલકાય આ પર્વતો હજુ એમના એમ ઉભા છે એમની ગોદમા મારા જેવા કઇક ચાલ્યા ગયા અનેક ગાડીઓ ધુધવાટ કરતી પસાર થઇ ગઈ, અરે એના પેટને ભેદીને નીકળી ગઈ, ઝરમર વરસતી વર્ષા, ખળખળ વહી જતા વહેળો, વિશાળ નદીઓ અને અતે સાગરમા તેમનો સગમ આ બધુય જુએ છે અપૂર્વ શાન્તિથી અને અપ્રતિમ ધૈર્યથી અવલોકે છે, આમ્યજનોના જુગોના ઇતિહાસ એની આખ સામે છે, એના પાના એક પછી એક ફરતા જ રહે છે, અવનવા ઘણાય પ્રસગો બને છે પણ સનાહનો સૂર પણ કાઢવાની આ પર્વતરાજને કે એના શિશુરૂપ નાનકડા પ્રત્યતોને પુરસદ નથી, એની વિશાળ કાય ઉપર અનેક લોહના ઘણ પડે છે, પણ અપૂર્વ સહિષ્ણુતા ! એને જરાય ખસવુ નથી અરે, કોઇની સામે કદમપોશી કરવાની એને આવશ્યકતા પણ નથી મોટા-મોટા વનોથી એ ઢકાય છે, પણ બધુય એ સહી લે છે, ખમી લે છે સાધકની વિચારમાળા આગળ વધે છે, શી અદ્દભૂત સહિષ્ણુતા ! અને સાક્ષિત્વ ભાવના !—કેવી

અપૂર્વ સિદ્ધિ ! મારે પણ જગતના વિચિત્ર-વિચિત્ર પ્રસંગો પરત્વે સહિષ્ણુતા સિદ્ધ કરવાની નથી ? મોટાઇના ડહાપણો દૂર કરી એક જ સાક્ષિત્વભાવથી જીવન ધન્ય બનાવવાનું નથી ? જીવન-વિકાસની વાતો કરૂં અને દૂર-દૂર અંતરિક્ષમાં પણ વિકાસનાં કિરણો અરે ! વિકાસની પ્રભા ય ન દેખાતી હોય તો સાધક અવસ્થાની સફળતા શેમાં ? મીઠાઇનાં નામો ગણાવી જનાર કરતાં રોટલાનો લુખો ટુકડો આપનાર વધુ ડાહ્યો તેમ મારે પણ છેવટ આચારનો નાનકડો રોટલો ખાઈ લઈને જ જીવન-પુષ્ટિ કરવાની છે, શું વાતોના હવામાં બાથોડિયા મારવાથી એ પુષ્ટિ થશે ! પર્વતની સહિષ્ણુતા અને તેનો *સાક્ષિત્વભાવ મારા જીવનમાં લાવવાના સર્વ પ્રયત્ન ચક્રો* આજથી જ ચાલુ કરી દઉં, પ્રકૃતિનાં દશ્યો સાધકને નવનવો બોધપાઠ આપતાં જાય છે, અને પસાર થાય છે, સમય વહે છે, પંથ પણ સાધકના પગ તળેથી વહી રહ્યો છે, અને એની સાથે જ સંવાદિતાનાં સૂરો મીલાવતી એ સાધકની વિચારમાળાઓ પણ વહ્યે જ જાય છે, એના મનોમંદિરમાં વિચારોનો ઘંટારવ ચાલ્યા કરે છે, એના રણકારોથી એ મસ્ત રહે છે, એ ડોલી ઉઠે છે, સાધનાની દુર્ગમ

કેડી એના પગનજેથી સુગમતાપૂર્વક પસાર થતી જાય છે, પ્રશાન્તિની ખીટીઓ પર દિવ્ય જીવનના સોણુલાને ગીશાડનો નય છે, એની ગતિ વેગવતી છે, પણ મન વધુ ઝડપે વધે છે, અવનવા મનોરથોથી તે આત્મશુદ્ધિ વિપુલ પ્રમાણમા કરે છે, એના હૈયાની મલિનતાઓ મનોરથોના નીધી ધોવાય છે અતસ્રોતા અશ્રુનદીના નીર હર્ષઘેલા એના ચિત્તને શાતિ અર્પે છે, દષ્ટિની ઝાખપ ધોવાઈ જાય છે, વિકાસની દિશા સ્પષ્ટ તરવરે છે, હવે તે તરફ ઝડપભેર પગલા માડે છે અનતમા ભળી જવા એનુ હયુ તલપે છે અનતનો અત આણવા અધીર બને છે, શુભવિચારોના તરગિત તાનમા એના મનનુ મધુરૂ ગીત બજી રહ્યુ છે, આજ એને કોઇ દિવ્ય દષ્ટિ લાધી છે, પ્રભાત મગલમય બન્યુ છે, હવે અમાર જગતથી વિરક્ત બનેલો એ અવધૂત સાચે જ અનતની વાટને પકડી શકયો છે એના બધાય યોગો અતર્મુખ બની ગયા છે, એની વાસનાઓ શમતી જાય છે, એને વિસ્તાર ખૂચે છે, સકોચને એ આવકારે છે, એકલો-અટૂલો છતા અત્યુમાડી બનેલો નીડરની જેમ એ વીરનો સપૂત સિદ્ધિના શિખર પ્રતિ ફાળ ભરતો ચાલ્યો જાય છે

## [ ૧૩૪ ]

### પ્રતિક્ષણે જગત એનાથી દૂર ને દૂર થતુ જાય છે

પ્રતિક્ષણે એના આનંદની ઉર્મિઓ અમિત ઉછાળા મારે છે, એનો આનંદ એ જ સમજે છે, એની મસ્તી એ જ માણે છે, એની મધુરતા એ જ અનુભવે છે, અનંત વંદના હોજો એ સાધકને, એ ઉત્સાહની મૂર્તિને, એ નીડરતાના નિદર્શનને !



# સ્વચ્છંદતાની કટાર

સુરમ્ય સંધ્યા ખીલી હતી એ વખતે હું બહાર ગયો હતો રસ્તામાં કલ્લોલ કરતું ચાલી આવતું વિહંગોનું ગાણું જોયું એ ટોળું એક મોટા વડ-વૃક્ષ ઉપર ઉતરી ગયું નાનકડું બાળપખી માના આવતા જ અવાજ કરવા લાગી ગયું માએ છાતી સરસું ચાંપી દીધું એની હૂંફમાં પાંખ વિનાનું પેલું બાળ-પખી અપૂર્વ આનંદનો અનુભવ કરતું લપાઈ જ રહ્યું

હું રોજ ત્યાં જવા લાગ્યો, પેલા નાનકડા બાળ-પંખીનો એ આનંદ નિરખતો મને થયું 'આમાં આને શો આનંદ આવતો હશે? બિચારૂં અજ્ઞાન છે, એને સ્વાતંત્ર્યનો આનંદ લાધ્યો નથી, એને બહારના જગતની હવા લાગી નથી, એટ હેજ આ માને પરાધીન રહેવા છતાં આનંદ

માને છે ! મે મનોમન કહ્યુ બચ્ચા, એકવાર પાખો ફૂટવા દે, અને બાહ્ય જગતમા જરા ઉડી જા, પરા ધીનતાની શૃખલા તોડીને જરા આગળ વધ પછી તને માની ગોદ ગમશે ય નહિ

અને એક દિવસ આવ્યો નાની શી પાખો ફુટી નીકળી બીજુ પ્રભાત ખીલ્યુ બચ્ચુ જરા જરા ઉડવા લાગ્યુ અને ત્રીજા પ્રભાતના સોનેરી કિરણોમા તો તે કલ્લોલ કરતુ ઉડયુ

મને થયુ, હાશ હવે એ અપૂર્વ આનદનો અનુભવ કરશે, હમણાજ ખીલખીલાટ કરતુ ભાગા-ભાગ કરતુ એને હુ નીરખીશ મે છુટકારાનો દમ એ લ્યો

પણ હાય આ શુ ? ધડાંગ કરતો અવાજ થયો કોઇ કાળ-મુખાએ ગોફણ છોડી મૃત્યુની ખપ્પ-રમા આ પખી તૂટી પડયુ એક કારમી ચીસ સાથે ભોય ભેગુ થઇ ગયુ મારા મોમાથી ચીસ નીકળી પડી કરાળ કાળે એનો ભોગ લીધો

અહા ! પાખો ન હતી ને પરાધીન હતુ ત્યારે કેવુ કલ્લોલ કરતુ હતુ ? પાખો આવી, ઉડયુ અને એના કલ્લોલનો અત આવી ગયો ! સ્વતત્ર બન્યુ

પણ એના કટુ ફળને પામી મૃત્યુ-શય્યામા પો
ગયુ ! વડના ભણી દષ્ટિ ફેંકી એની માની ચીચી
આવીઓ સિવાય કાઈજ સભળાતુ ન હતુ, અંહાનુભૂ-
તિનો દીપ કોઈ ધરનાર ન હતુ સ્તબ્ધ હૈયે ભા
પગલે હુ પાછો ફર્યો હા સ્વતત્રતા ! તે એન
નિર્દોષ જીવનનો કરુણ અજામ આણ્યો !

## બેપરવા સાધક

સાધકનુ પુણ્ય વિપુલ પ્રમાણમા જમા થયેલ
હોય છે, એટલે દૈનિક જીવનનો ઘણોખરો સમ
તેણે આહારાદિની વાસનાઓ પાછળ ઘસડાતો બચાવ
લેવો જોઇએ ઉપધિની ચિતા કે મૂર્છાથી થત
સમયની બરબાદી અટકાવી દેવી જોઇએ તેના વિચા
રોમા પૌદ્ગલિક સુખોનુ અસ્તિત્વ ન જ હોય
જોઇએ જીવન અતિ ટુકુ છે, સાધના અતિ લા
છે સાધનાનો પથ અતિ વિકટ છે આગળ વધત
વધુ ને વધુ વિકટ બનતો જાય છે આ સમયમ
સાધનભૂત દેહની ચિતા હોય કે સાધનાની ધૂન
સાધનની ચિતા કરવાની પુરસદ પણ ન હોય ?
જીવનનો અણુમોલ ત્યાગ દેહના રાગ વધારી દે
માટેનો હતો ? શુ સાધનાનુ જીવન હૈયાની

અને મનની તુચ્છ મનોવૃત્તિના ઘડતર માટે બને ?

નહિ, નહિ, જેને અસ મારી નાથ મળ્યો, એને સસાર શો ? જેને અશરીરી વીતરાગ મળ્યા એને શરીરના અમન-ચમન શા ? જેનો સ્વામી અણાહારી, એને આહાર-સજ્ઞાની ગુલામી શેની ? જે પરમાત્માએ સાધકના આત્મ વિશુદ્ધિકરણ માટે મસારની જ જાળ મૂકાવી, સ્નેહના બધનો છોડાવ્યા કચન કામિનીનો ત્યાગ કરાવ્યો, એ નાથને મેળવ્યા પછી સાસારિક જ જાળોમા સાધક ફસાય ? સ્નેહના નવા બધનો મેળવી નિસ્નેહી પ્રત્યે ઈર્ષ્યાના તણખાઓ ઉડાવે ? આ નાથનો ભયકર વિશ્વાસઘાત નહિ ? નાથની સામે કૃતઘ્નતા નહિ ! હવે તો સાધકે પોતાના પુણ્ય ઉપર કે ભવિતવ્યતા ઉપર સઘળુ છોડી દઈ આત્મશુદ્ધિ માટે ઉદ્યત બનવુ જ જોઇએ દેવ-દર્શને એનુ મન મયૂર થનગની ઉઠે, ગુરુના ચરણો ચૂમતા, એના હૈયાની આશિષો મેળવતા એના મર્મવેધી વચનો સાભળતા કર્મના ઢેરના ઢેર આત્મપ્રદેશો પરથી ઉવે ચાતા જાય, આત્મ મસ્તી વધતી જ જાય

તનુ ન ચ ના ઝગડાનો સભવ જ ન હોય
એ જીદગીને ધન્ય છે ધન્ય ધર્તા તે હતો,
જીવન તણુ સાફલ્યના, આનદકૂપો જે પીતો

## વિચાર મૌક્તિક

* ૧ ધૈર્ય એ કાળનુ બીજુ નામ છે કાળ એક વાર ચક્રવર્તિની સમૃધ્ધિના પર્વતને અને ગરીબની ગરીબાઇની ઉંડી ખીણને બેયને એક વાર સમાન બનાવી દે છે, તો નાના-મોટા અનિષ્ટ સયોગોની ટેકરી અને ખાડાને પણ એ જ ધૈર્યરૂપી કાળ સરખા કરી દેશે. પણ થોડી રાહ જરૂરી છે

૨ જીવનમા ઘણી વાતો આપણા મનને

---

* Be wary and keep cool A cool head is as necessary as a warm heart In any negotiation steadiness and coolness are invaluable, while they often carry you in safety through times of danger and difficulty

અકળાવી મૂકે છે આ બધી અકળાવનારી વાતો બહુ નજીવી હોય છે માટે વિચારકે તેમા ' કાંઈ જ મહત્ત્વ નથી એની મેળે બધુ ઠીક થઈ જશે, મારી માનસિક શક્તિને ઉતાવળથી તેમા વેડફી દેવાની જરૂર નથી " એવો વિચાર કરવા-પૂર્વક ખૂબ સ્વસ્થ રહેવુ

૩ જ્યા ત્યા મનને મોકલવુ નહિ મન એ આપણા આત્મદેવનો મહાન પ્રતિનિધિ છે

૪ જીવન જ્યા સુધી સાધનાના પથે છે, ત્યા સુધી વિકૃતિના વિચારો ઘોડાવેગે આવવાના, અને આત્માની પ્રગતિમા પથરા સમા બનીને પડ વાના એ વખતે વિકૃતિઓને જોઈ અકળાવુ નહિ, બહુ જ શાત રહેવુ ખૂબ જોરદાર દમન ન કરવુ પણ એ વિચારોને દૂર કરવા મનને શાતિથી સમ જાવવુ એમ કરવામા આવે તો વિકૃત-વિચારોની ગમે તેટલી મોટી ફોજ હોય તો પણ તે બગનો નહિ કરે, સમયનો વિક્ષેપ થતા તેનુ જોર નરમ પડી જશે પછી ઓચિંતો હલ્લો એનો સર્વનાશ આણશે ઊંડેની વિકૃતિ સામે સમજના શસ્ત્ર વિના એકદમ તૂટી પડશો નહિ

* ५ જીવનમા કલહ-ક્લેશભર્યું વાતાવરણ દેખાતુ હોય તો સમજી લેજો કે તેના જવાબદાર તરીકે તમારી વાણી છે તમારી વાણીમા, તમારા ઉદ્ગારમા કોઈ ખૂણામાથી બદબો નીકળે છે, જે બદબો વાતાવરણને પ્રફુલ્લિત રાખી શકતી નથી એટલે વચન ઉપર થોડો કાબૂ મેળવી લો, કલહને સ્થાન નથી मौनिन कलहो नास्ति

૬ બને તેટલુ ઓછુ બોલો બીજા તમને કહેશે કે તમે અતડા છો કોઈમા ભળતા નથી, કઈ બોલતા નથી ભલે કહે તેમને કહેવા જ દો ત સાભળીને તમે ખુશ થજો બોલવામા શક્તિઓ હણાય છે, એટલુ જ નથી, મનની આતર-વિકૃતિઓ શબ્દોના મૂર્ત સ્વરૂપમા આવે છે અદરનો ક્રોધ શબ્દોમા પરિણમે છે, અને તેમ થતા તે વિકૃતિ વધુ સ્થિર થાય છે ન બોલવામા આ વિકૃતિને સ્થિર રહેવાનો 'અા સ' નથી એટલુ જ નહિ, માનસ શક્તિ હવે વિકૃતિઓની તરફ દષ્ટિ ફેકે છે એના

---

By my words thou shalt be justified and by thy words thou shalt be condemned

બીભત્સ સ્વરૂપને હવે જ્યારે જોવા લાગે છે ત્યારે એના તરફ નફરત છૂટે છે આત્મ-પ્રદેશમાથી એને સર્વથા તગડી મૂકે છે ન બોલો કદાપિ ન બોલો-તમારા આત્મ-મદિરમા રહેલા કચરા તમને નિરખવાનો અવકાશ મળશે એ ઉવેચાઈ જશે જે શક્તિનો પ્રભવ બહિર્મુખ હતો તે આતર્મુખ બનશે, જીવનમા સ્ફુર્તિનો અને વિમળ-ભાવનો આનદ લાધશે

૭ 'અતડા અબોલા અને જીદ્દી માંદા' શબ્દોથી નવાજતુ જગત એજ માનવનુ એકવાર પૂજારી બનશે, એના ચરણો ચૂમશે

૮ આતર દર્શનનુ મહાન કાર્ય પરમધૈર્યથી પરમ શાતિના સ્થાને જ થઇ શકે છે, તમે પોતે જ બોલી બોલીને એ શાતિનો ભગ કરશો તો આતર દર્શન દૂર રહેશે

૯ મૌન રાખનાર સઘળીય પ્રવૃત્તિઓમા વેધક દૃષ્ટિ રેડે છે અનેક તત્ત્વો આ ચરાચર સૃષ્ટિમાથી મેળવી લે છે પોતાના આત્મ-સશોધનના મહાન ાર્યમા એ તત્ત્વો એને ખૂબ ઉપયોગી નિવડે છે

૧૦ એકવાર બહાર ફેંકાયેલા શબ્દ—આશો જરૂર કોઇના નાજુક મનને વીંધી નાખે છે ફેંકી દીધેલુ તીર પાછુ ખેંચાતુ નથી, એ તો કોઇના મનને વીંધીજ જપે છે માટે તીર સમી ગતિવાળા શબ્દોને તમારા મુખરૂપ ભાથામાથી ફેંકવા મંડી પડશો નહિ.

૧૧ તૃપ્તિમા તો સકળ રસની સમાપ્તિ થાય છે

૧૨ નમ્રતા એ સારી વસ્તુ છે પણ અતિ નમ્રતા એ ખધાઇની નજીક છે મૌન એ સદ્ગુણ છે, પણ વગર કામનુ મૌન એ કપટી માનસનુ ઘોતક છે



## જીવતુ મડદુ

જીવનની ક્ષણિકતા આગિયાના ચમકારા સાથે સરખાવવી કે વીજળીના ઝબકારા સાથે  અહા ! એની ક્ષણિકતાની તોલે કોઇ ક્ષણિક પદાર્થ આવી શકતો નથી. નાનો બિચારો આગિયો પણ એના ચમકારાથી ઘન-અધકારમાય પ્રકાશ ફેંકી જાય છે એના ઘર્ષણમાથી જન્મેની અભાગણી વીજ પણ આખાય વિશ્વના અધારપટને જરા વાર માટે તો અચૂક ભેદી નાખે છે

પણ જીવન, ધ્યેય વિનાનુ જીવન, દસકાઓનુ જીવન, મહાન યાત્રામાથી પસાર થતુ જીવન, એકાદ ચમકારો પણ મારી શકતુ ન હોય ! એકાદ માન દારિદ્રય-તિમિર ભેદી શકતુ ન હોય ! એકાદ

તો શું વીજળીના કરતા પણ વધુ ક્ષણિક એ ન કહેવાય ?

વીજળીને ચમકવા પૂરતો જે સમય મળ્યો એટલો પણ આ જીવનને નહિ મળ્યો ? કે જેથી તે ચમકી ન શક્યુ ?

જીવન એક પણ ચમકારો ન મારી શક્યુ, અને મરી પરવાર્યું અહા ! કેવુ એ કંગાળ જીવન ? ભલે ક્ષણિક તેને રહેવુ હતુ તો તેમ રહે, પણ એકાદ પ્રકાશની કોઈ વેધક ગતિ પણ નહિ ! જે કોઈ માનવના મનોમંદિરના અંધારાને ફેદી નાખે !

અરે ! જવા દો, બીજાના અંધાર ન ભેદે તો કાંઈ નહિ, પણ પોતાનાય આંતર અંધારને ન ભેદ્યો ? એ જીવનને આંતરમાં છુપાયેલા અનંત કચરાઓને નીરખવા જેટલો પણ ખ્યાલ ન આવ્યો ? અને ખ્યાલ આવ્યો હોય તો શું એણે કોઈ એવુ બળ કોઈ એવુ ઘર્ષણ, કોઈ એવી શક્તિ પ્રાપ્ત ન કરી ? જેમાથી એક જ ચમકારાનો પ્રભવ થઈ જાય અને જેમાં એ અનંત કચરાને નીરખી લે ?

શુ જીવન આટલુ બધુ ક્ષણિક હશે ? શુ તેમા જ મ-ક્રિયામાથી કૂદીને મરણ-ક્રિયામા જ જવાનુ હશે ? શુ જન્મ એટલે માસના એક લોચાને એક જડ કલેવર માત્રનો જન્મ હશે ? કે જન્મ એટલે અપૂર્વ સત્ત્વશાલી આત્માનો એક મહાકિમતી માનવ-દેહના જરીયાન વસ્ત્રો સાથે જન્મ હશે ?

પણ શુ માનવને-ચામડાની આખોને પેલો સત્ત્વશાલી અદર બેઠેલો દેવ નહિ દેખાતો હોય ? એને એનુ જ્ઞાન પણ નહિ હોય ?

જો હોય તો એકલુ કલેવર કેમ ચાલ્યુ જાય છે ? એ કલેવર જ કેમ ખાઇ લે છે ! એ કલેવર જ બીજાને કેમ ભેટી લે છે ? અરે એ જીવતુ મુડદુ તો નથી ને ? એ કોઇ અગમ્ય જડ પુદ્ગલ તો નથીને ?

આત્માના જ્ઞાન વિનાનો ચાલ્યો જતો કોઇનો દેહ એ ચાલતુ મડદુ નથી, પણ ચાલી જતુ જીવતુ મડદુ છે હા, એ જીવતુ મડદુ જ છે કેમકે એમા બીજા જીવતા મડદાના જ નાચ છે, એ જીવતા મડદાની જ કથા છે

મડદું આત્મા બની શકતો નથી મડદુ બનવુ એ શરીરનો ધર્મ છે જેનુ મન આત્માને આધીન નથી, એ મન શરીરનુ ગુલામ બને છે, અને ત્યારે આખુ શરીર જીવતુ મડદુ બને છે વિશ્વના બહિર્ભાવોના વંટોળમા આ જીવતુ મડદુ અફળાય છે, ધકેલાય છે, જ્યા ત્યા ઉછળે છે અને પછડાય છે, દોડે છે અને એકાએક અટકી જાય છે, ઘસઘસાટ ઉંઘે છે અને એકાએક ઉભુ થઇ જાય છે

જીવતા મડદાની આ વિલક્ષણ ચેષ્ટા અગમ્ય છે મન એનુ સાથી છે મન એને નચાવે છે સજીવ શરીરને એણે જ જીવતુ મડદુ બનાવ્યુ છે બેયનો માલિક તો હવે ભૂલાયો છે, એણે તો માત્ર આ બેયના તોફાનના દૃષ્ટા બનવુ જ પસદ કર્યું છે

નવનવી પ્રભાત અને નવનવા ચાળા, નવનવા નાટક જીવતુ મડદુ ભજવે છે મન મેનેજર બને છે અને શરીરને બહુરૂપી બનાવી અનેક જગ્યાએ ખેલ ખેલાવે છે

એક દિવસ આવે છે બધાય પસાર થયેલા દિવસોથી એ જુદો જ દિવસ છે બધાય ભજવેલા

એકાકી અને અનેકાકાં નાટકોથી આજે વિલક્ષણ નાટક થાય છે જીવતુ મડદુ મહાન યોગિરાજની સમાધિનો ખેલ ભજવે છે અરે ! પણ એ સમાધિનો અત આવતો નથી એ મડાની અનત સમાધિ છે ચિર-નિદ્રા છે અનુપમ શાન્તિ છે વિરાટ વિશ્વને કરામલકવત્ નીરખવાની કોઈ અનુપમ આરાધના નથી

જીવતુ મડદુ એ હવે મડદુ બને છે મન વિનાય લે છે અનેક નાટકોનો છેલ્લો પડદો પડે છે

આ શુ થયુ ? જીવતા મડદાએ નાચી જ જાણ્યુ ? નાટકો જ ભજવ્યા ? અરે, એવા નાટકો તો વિશ્વના પ્રત્યેક જીવતા મડદા આવી જ રીતે નાટકીયા બનીને ભજવે છે તો પ્રેક્ષક કોણ ? કોઈ નહિ ! તો કોને માટે આ પ્રવૃત્તિ ? કોઈ માટે નહિ ! શુ નિષ્ફળ પ્રવૃત્તિ ? હા સરાસર નિષ્ફળ !

ઓહો ! અદ્ભૂત સફળતાને ઝંખનારો માનવ દેહ સરાસર નિષ્ફળ ગયો ! પોતાને કે પરને કોઇને ઉપકારી ન બન્યો !!!

વિજળીના ચમકારા જેટલો પ્રકાશ પણ ન

પાથરી શક્યો ! આગિયાના ક્ષણિક પ્રકાશની શક્તિ પણ ન મેળવી શક્યો !

શું એટલી સિદ્ધિ માટેનો પણ એને સમય ન મળ્યો ! એક ચમકારો મારવાની શક્તિ મેળવવાનો કાળ પણ પ્રાપ્ત ન થયો !!

ખામોશ ! તો તો પછી જીવનની ક્ષણિકતા કોઈની તોલે આવી શકતી નથી



# શ્રદ્ધાની જ્યોત

વહેલી સવારે પ્રભુની મૂર્તિને, સાક્ષાત્ પ્રભુને નીહાળવા મારા જીવન-કમલને એના દર્શનથી વિકસિત કરવા ગયો બીડેલા કમળ કોઇની સહાયથી જ ખીલે, મારે મારા નાથ-પ્રજ્ઞોતનની સહાયથી મારેય ખીલવુ હતુ

ચારેય બાજુ અધારુ હતુ એક માત્ર દીપક મારા નાથની સેવામા જાણે કે બાજુમા સ્થિર ઉભો હતો ટમટમતા દીપકના આછા પ્રકાશમા મે મારા નાથને નીહાળ્યા

પ્રભુના દર્શન કર્યા, પ્રભુના ગીત ગાયા, પ્રભુને એકી ટશે નીહાળ્યા હવે દષ્ટિ ફરી, પેલા દીપ ઉપર પડી, એ દીવડી એ જ સ્વસ્થતાથી ઝળહળતી હતી

મે મારા નાથને કહ્યું એ અશરણ-શરણ ! આ વિશાળ અંધારપટને ભેદતી નાની શી દીવડી સમી આગ ફૂંકાયા અજવાળી દીવડી ! ઝગમગે ! એ આગ બહિર્ભાવના અભેદ્ય અંધકારને ન ભેદે ! તેથી, કેવી એકધારી એ ટમટમતી રહી છે પ્રભો, અખંડ-જ્યોતની એક ધારા મારા અંતરમાં એકધારી ન ઝગઝગે !

ઓ પતિતપાવન ! મારે મારા અજ્ઞાન-તિમિરને ભેદવા માટે કોઈ મોટા સૂર્ય નથી જોઈતો, મને તો આવી નાની શી દીવડી જ બસ છે ! હું એને લઈને મારા આત્માના પ્રદેશે પ્રદેશમાં ઘૂમીશ એના પ્રકાશથી હું મારા આત્મમંદિરના ખૂણા ખાંચરામાંથી બધા કચરો કાઢીશ

જગમગતી આ દીવડી મારી અજવાળી દીવડી બની જશે. મારા અંતર-અંધારને એ ઉલેચશે. મારા નાથ ! પછી તો શુદ્ધ બનેલો હું તારામાં ભળી જવા સર્વથા અધિકારી બનીશ

## કુશળ કલાકાર

પ્રત્યેક માનવનો વિકાસ જેટલો પોતાની મળ
શથી મધાતો હોય છે, તેનાથી વધુ બીજાની પોતાના
નાહિતોની હુંફથી સિધ્ધ થાય છે એ જ રીતે
પોતાની ભૂલો અથવા તો ન્યૂનતાને લીધે જે પ્રગ
તિરોધ થાય છે, તેના પ્રબળ કારણ તરીકે પર
વ્યક્તિની વિલક્ષણ વર્તુણુક બને છે

પત્થરમાથી બનેલી મૂર્તિ પણ પૂર્વે તો પથ્થ
રના સ્વરૂપમા છુપાયેલી છે તેમ માનવોનુ જીવન
પ્રારભમા તો એક પથ્થર જ છે એ જડ છે એ
અસસ્કારી છે, પરતુ બીજા કોઈ કલાકારનુ ખૂબજ
કુશળતાપૂર્વક એ જીવન—પાષાણ ઉપર ટાકણુ
પડતુ રહે તો ધીમે ધીમે પાષાણ એ પૂજાનુ પાત્ર
બને છે અન્યથા એ હમેશાને માટે પથ્થર જ રહે છે

અનેક જ પથ્થર વ્યક્તિ, વિશિષ્ટ વ્યક્તિને આધીન બનતી હોય છે વિશિષ્ટ વ્યક્તિએ ઉપરની હકીકતને ખૂબ જ ખ્યાલમા લીધી હોય તો જરૂર એ અનેક પાષાણને પૂજાના ધામ બનાવી શકે છે એને માટે એના જીવનમા ન્યાય-દૃષ્ટિને કેળવવાનો યત્ન સૌથી વધુ મહત્ત્વનો બને છે સાથે સાથે જ પથ્થર વ્યક્તિની અલ્પતાને ન જોતા તેમા છુપાઈ રહેલી કોઈ ને કોઈ પ્રકારની વિશેષતાને શોધી કાઢવા સદૈવ મથવુ પડે છે જેમા જેમા જે જે વિશેષતાનુ આધાન થયેલુ હોય તે તે વિશેષતાને વિકસાવવાની દિશામા તે વ્યક્તિને દોરી જાય છે એમ થવાથી સામી વ્યક્તિનો ઉત્સાહ વધે છે એની જડતા દૂર થાય છે એ વિષયમા સાહજિક સિદ્ધિ, એનો જીવન-રૂપ આનદ અને ઉત્સાહના નીરથી ભરાઈ જાય છે અને પૃથ્વીના પટલ ઉપર કાઈક કરી જઈને, કઈક ગ્રહી જઈને જગતને કાઈક આપી જ ને એ વ્યક્તિ માનભેર વિદાય લે છે

જડ, અબૂઝ, સ્વચ્છંદી, ઉદ્ધત, અણઘડ એવા શબ્દોથી જે વ્યક્તિને નવાજવામા આવતી એ વ્યક્તિ, એ પથ્થર, એક કુશળ કારીગરના હાથમા યશસ્વી બની જાય છે કા, એ માટે કલાકારે પૂરે

ખર કલાકાર બનવુ જ જોઇએ, એના દોષોને પી જવા અગસ્તિ બનવ પડે, એના ગુણ–કમલને તેજસ્વી સૂર્યશા થવુ જ રહ્યુ, એના નિરાશાના પહાડને ખએરી નાખવા વિરાટ વાયુનુ સ્વરૂપ પણ લેવુ જ ઘટે

સમુદ્રનુ વિષ નિલકઠ કયા નથી પી ગયા, મહાપાપીના અપરાધ–સહસ્રો ક્ષમામૂર્ત્તિ મહાવીર દેવ કયા નથી વિનર્યા, ભયકર અપરાધીના ગુન્હા માફ કરી દેવા અને પછી એને પશ્ચાત્તાપના અફાટ સાગરમા ડૂબાડી દેવો એ જ એના ગુનાનો દડ નથી બની જતો ? અને મરજીવો બનેલો તે અપરાધી તે અફાટ સાગરમાથી ગુણરત્નો મેળવીને જીવનભર માટે ધનવાન બની જાય તેવુ જ કરવુ ન ઘટે ?

આત્મોત્કર્ષ સાધવા માટે જેમ બીજાના દોષ ન જોતા ગુણો જોવા જરૂરી છે તેમ બીજાના ઉત્કર્ષને સાધવા માટે પણ તેના દોષો ન જોતા ગુણો જોવા જરૂરી બને છે

ચિત્તની પ્રસન્નતા જેની વધુ તેના જીવનનો ઝડપી બને છે અનેકવિધ અથડામણો

અને માનસિક યાતનાઓમાથી પસાર થતા સહુ કોઈ પ્રગતિકામીને ચિત્તની પ્રસન્નતા અનિવાર્ય બને છે

એ ચિત્તની પ્રસન્નતા જન્મે છે આજુબાજુના પ્રસન્ન વાતાવરણમાથી અને એ પ્રસન્ન વાતાવરણનુ પ્રભવસ્થાન છે બીજાના દોષોને ગળી જવાની વૃત્તિ અને જાતના દોષને ભગાવી મારવાની ઝખના

અન્યના દોષો જોઈને વાતાવરણને વિષાદ વ્યાકુલ બનાવી દેવુ એ ભયકર પાપકૃત્યોમાનુ એક કહી શકાય એમ દીર્ઘ વિચારણાથી લાગે છે નાસ્તિક વ્યક્તિને કાઈ જ ન કહેતા તેના ઉત્સાહને જ પછાડી દેવો એ અનુમિતિમા સાક્ષાત્ પ્રતિબધક બાધ જેવુ નહિ પણ વિરોધ-વ્યભિચારના જેવુ પરપરયા પ્રતિબધક કાર્ય છે

કોઈના ચિત્ત-પ્રસન્નતાથી વધતા જતા વેગમા ચિત્તની પ્રસન્નતા ઉપર દોષભરી દૃષ્ટિની તરાપ મારવી એટલે એ જ કે બીજુ કાઈ ?

માનવો ! ભૂલી જજો દોષદૃષ્ટિને, એ તમારી વિચાર-શુદ્ધિમા વિષાદના વિષ વ્યાપ્ત કરશે, એથી

ગૃષ્ટિમા વાવેલા સારા પણ વિચારબીજો વિષમય બને છે એમાથી ફલિત બનતા વૃક્ષોની થડ દૂરથી જ રળિયામણી રહે છે એની ખુશબો લેનાર સઘળાયના જીવનમા દોષદર્શનનો એક સનિપાત લાગુ પડી જાય છે

પહેલી જ તકે આ ભયકર પાપનો લેપ પણ ન લાગી જાય એની ખૂબ જ કાળજી લેજો

તમારૂ મન જેના પ્રત્યે વિશુધ્ધ ભાવથી ભરેલુ હશે તે વ્યક્તિને તમારા પ્રતિ ખેચાયે જ છુટકો એ ગમે તેવી તમારી વિદ્વેષી હશે પણ એનો વિદ્વેષ-હિમ તમારી અભિલાની અને ભક્તિભાવની ભરી ભરી એકધારી નાળીશી પણ દીવડીમા પીગળી જશે, પણ તમારે રાહ જોવી જ પડશે અધીરાઇ નહિ ચાલે સહવુ જ પડશે અપેક્ષા નહિ રખાય ગમે તેવા સયોગોમા પણ મનને આનદમા કે પરમ શાતિના અનુભવમા ગરકાવ કરવુ જ પડશે વિષાદી નહિ જ બનાય

જરાય ડરશો નહિ, વિજય તમારો જ છે એકવાર સામી વ્યક્તિની આખમાથી અશ્રુધારાઓ ક્ષમાપનાના કુસુમ એમા તરશે અને સઘળાય

માફી–કિરણોથી પ્રગટેલો તમારો ઉદારતાનો અરુણ તેમા અનોખી ભાત પડશે

કોઈની સાથે ટક્કર ઝીલવા જશો તેમા તમે સો ટકા સફળ બનો એ તો કહી શકાય જ નહિ કદાચ સર્વથા નિષ્ફળ પણ જાઓ એટલે સામાની હઠે આપણો હઠવા૦ જાહેર કરવો એ તો વિજયનુ સૂચક નથી લાગતુ

એના કરતા સામી વ્યક્તિને જે મનગમતુ હોય, આપણી પાસે જે છોડાવવુ હોય કે કરાવવુ હોય, તેને જો તે વખતે સ્વીકારી લઈએ તો સામી વ્યક્તિ જરા ઝાખી પડી જાય; તેને એમ થાય કે, " આ રીતે તો હુ તેને પજવી ન શક્યો " સામી વ્યક્તિની લાબાકાળ સુધી ટક્કર ઝીલવાની મેલી મેના અભિલાષા આપણી સ્વીકાર પધ્ધતિમા તૂટી પડે છે એમા જ આપણો વિજય છે

ઘણી વખતે જ્યારે આપણે બીજા તત્ત્વો પ્રત્યે દોષારોપણ કરીએ છીએ, ત્યારે એ આપણી પોતાની નબળાઈમાથી જ મેલુ કલ્પિત ચિત્ત–સમાધાન હોય છે

ઉદ્વેગના પકડમાથી કયારેક કષાયોના

રસ તૂટી પડે છે તેમ કાવ્ય અને કવિતાઓના નિર્મળ નીર પણ વહી શકે છે

તમારુ હૃદય સર્વાંશે શુધ્ધ હશે તો તમારી કોઇપણ પ્રવૃત્તિ તમને જરૂર સફળતા આપશે એની સામેનો પ્રતિરોધ વધુ સમય ટકી શકે તેમ નથી

બેન્જામીન ફ્રેન્કલીન, પોતાના જીવનની સફળતાની ચાવી આ માનતા — "હુ કોઇનુય ખરાબ નહિ બોલુ જેમનામા જે જે સારા અશો કે સદ્‌ગુણો હશે તે હુ કહીશ"



# જ્ઞાન આત્માનુ ભાવ ઔષધ

જગતના સઘળાય કેલેન્ડરોમાથી એક તારીખ ખરી પડી છે આજે જ ખરી છે એમ નથી રોજ એક ધારી અખડ એક તારીખ ખરતી જાય છે વર્ષો, યુગો, સૈકાઓ અને અબ્જો અને અનતાની સખ્યાનો કાળ પસાર થઇ ગયો, હજુય તારીખ ખર્યા કરે છે

શુ ? રોજ એક તારીખ ખરે છે ? હા, રોજ પ્રાણીમાત્રનો એક દિવસ જીવનમાથી ખરે છે

પણ એ ખરનાર દેહ છે એ આયુષ્ય દેહના છે એ ફેરફાર દેહના છે આત્મા ખરતો તેનો [illegible] પણ ખરતો નથી, એ [illegible]

ને એમ એને નસીબે આવેલા ખોળિયામા પડ્યો રહે છે

એટલે અમર અને અચલ એવા આ આત્માનુ લક્ષ્ય લેનાર જ સત કહેવાય છે ખરતા ખોખાની માયામા મોહાનાર અજ્ઞાન અને જૂઠની પક્તિમા અનત સિદ્ધ પરમાત્માની દષ્ટિમા ગણાય છે એ નક્કર હકીકતને જરાય વિસરવા જેવી નથી શાસ્ત્રોએ તો શરીરને ધમના આદ્ય સાધન તરીકે જ જણાવ્યુ છે પણ એને જીવનપ્રવૃત્તિનુ સાધ્ય નથી કહ્યુ શ્રદ્ધાનો દીપક ઝળહળતો હોય તો શાસ્ત્રોની આ હકીકત જરાય વિચાર કર્યા વિના હરકોઇ ઉતારી દે તેમ છે

આજનુ માનસશાસ્ત્ર, આજના વૈજ્ઞાનિકો, આજનુ પ્રગતિ જગત,–બધાય શરીરની એક બધન રૂપથી જ વિચારણા પ્રગટ કરે છે તેઓ કહે છે કે જીવનનો ૩/૪ ભાગ શરીરની ચિતામા માનવ બરબાદ કરે છે

આપણા જીવનના મુખ્ય અગો ત્રણ છે - શરીર, ા અને મન મનને આપણે એક મોટી નહેર ુ શરીરને યમુના કહીશુ આત્માને ગગા

કહીશુ પ્રકાશ પુરુષાર્થ અને અને પ્રારબ્ધના નિર્મળ જળ આ ગગામાથી વહે છે અને મનની નહેરમા પહોચે છે વેગ સબળ છે એના પૂર હેરત પમાડે તેવા છે એનો ધસારો ઘણો જ જોરમા છે, પણ ગગાના નિર્મળ જળનો જ ધસારો આ નહેરમા હોત તો 'સતોની ભૂમિ' બની જાય. પણ બીજી બાજુથી શરીર યમુનાના નિરાશા–નિરુત્સાહિતા અને બહિર્મુખતાના કાળાપાણી પણ નહેરમા ધસ્યા આવે છે ગગા–જમનાના નિર્મળ અને મલીન જળો ભટકાય છે પાણી ઊચા આભ સુધી ઉછળે છે અને નિર્મળ જળ મલિન બને છે ગગાની નિર્મળતા એટલે કે આત્માનુ સત્ત્વ, આ યમુનાની મલિનતા એટલે કે કાયાની ગુલામી, તેમા નિર્મળ જળ પરિણમી જાય છે ગગા યમુનાને નિર્મળ બનાવી ન શકી પણ યમુનાએ ગગાને મલિન બનાવી દીધી

નિર્મળ જળના દર્શન વિલીન થાય છે થોડી ક્ષણોમા પછડાયેલા બધા ય પાણી એક મલિન રૂપમા ફરી જાય છે ધસારાબધ પાણી વહુ જાય છે નહેરની એક એક દિવાલ મલિન બને છે ગગાનો

ધમારો દિવાલના કોઇ ખૂણાને સાફ કરી શકતો નથી

આત્મ-સત્ત્વ અને કાયાની ગુલામીનુ દ્વંદ્વ બહુ જ વિચિત્ર હોય છે એ ઉપરના રૂપક ઉપરથી તમે કલ્પી શકશો

મહારથીઓને કાયાની પરાધીનતા મહાત કરે છે, સયમી સતોને કાયાની ગુલામી નિસત્ત્વ બનાવે છે, ન વાચ્યુ ? જીવનનો ૩/૪ ભાગ કાયાની પાછળ માનવ બરબાદ કરે છે

ખામોશ ! એ કાયાની પાછળ આપણી જીવન-સપત્તિ ન ખર્ચાઇ જાય મનનો સારો કે નરસો પ્રત્યેક વિચાર કાયા પર કે આત્મા પર કોઇ ને કોઇ અસર ઉત્પન્ન કરે છે, એ ભૂલશો નહિ નરસા વિચારો મનને ધીમે ધીમે નિર્બળ બનાવતા જાય છે ૨૪ કલાકમા મુશ્કેલથી એક કલાક પણ કાયા પાછળ ધ્યાન આપનાર વ્યક્તિ ધીમે ધીમે ૨૩ કલાકની કાયાની ગુલામી ભરી નોકરી બજાવવા લાગે છે એક વખત મન કાયાની વિચારણાઓ કરવાની ટેવ પાડે છે, પછી એ ટેવ કદીપણ ખસતી નથી અને ખસે છે તો બહુ જ મુશ્કેલીથી

શરીરની નિરપેક્ષતા જ શરીરને સારુ રાખશે, શરીરની ચિંતા કર્યા કરવાથી શરીરની સુધારણા હાથમા આવતી નથી ખ કે આત્મ–સમાધિનો વિનાશ સામે જ દેખાવા લાગે છે ભલે શરીર કદાચ ન પણ સુધરે, તોયે સમાધિનુ સત્યાનાશ નોતરવાની તો જરૂર રહેતી જ નથી

શુ કરવુ છે શરીરથી ? સાધનાજ ને ? તો જે શરીર છે અને જેવુ શરીર છે તેનાથી માનસિક સમાધિની અપૂર્વ સાધના ન કરી શકો ? શરીરની સુદરતા અને તગવડો તો વાસનાના મિત્રોને બહોળુ કરે છે એને દૂર કરવા અશક્ત શરીરના રસકસ કાઢી નાખવા ૧૪ વર્ષની ઉમ્મરથી જ છએ વિગઇનો ત્યાગ શાસ્ત્રકાર મહર્ષિએ ફરમાવે છે, શરીરના રસકસ સમજપૂર્વકના ઓછા થતા હોય તો તેમા ગભરાવાનુ શુ છે ? વાસનના ભૂત એની મેળે દૂર રહે એ તો ચમત્કાર કહેવાય ભલે તમે ગ્લાન અવસ્થાથી રસકસ વિનાના થયા તોએ શુ થયુ ! રસકસ વધારવાની ચિંતા કરવાની જરૂર શી છે ? મન તો તમારૂ સદાપ્ત છે જ એની સા[illegible] વિરુદ્ધ કે[illegible] [illegible]દોના પ્રભવ છે, એવા

મનની શક્તિને આત્માનુકૂળ વિચારો તરફ વાળી દેવામા આવે તો તમને એમ નથી લાગતુ કે જીવન આનંદમા અને નિરપેક્ષ ભાવમા પસાર થઈ શકે ?

શરીરની ચિંતાથી મુક્ત થઇ જવાનુ એટલે શરીરની ચિંતા પાછળ બરબાદ થતા ઢગલાબંધ કલાકોની મુક્તિ, એ કલાકોનો હવે સદ્દુપયોગ કરવામા આવે તો ત્યાન કાયાનુ જીવન પણ ધન્ય બને ! એક જ શરીરની રક્ષા કરવાનો તમારો આ સાધનાના જીવનનો ઉદ્દેશ છે કે અનેક શરીરોની અનુત્પત્તિ ઉદ્દેશ છે ?

અનેક ઉત્પન્ન થનારા શરીરોની અનુત્પત્તિ તો ત્યારે જ સિધ્ધ થશે જ્યારે તમે આ ઉત્પન્ન થઇ ગએલા ખોખામાથી બેફીકર રહેશો ' એના પર્યાયો જે રીતના થયા કરવાના હશે તેવા થયા કરશે ' એવો સાપેક્ષ વિચાર મનમા સ્થિર કરી દઇ તમારા આતમરામની સાથે તમે વાતો ન કરી શકો ? સબુર, મૃત્યુ અનિવાર્ય છે કાલે ન આવતુ હોય તો ભલે આજે આવે અરે ! પ્રતિક્ષણ એને વધાવી લેવા તૈયાર રહેતા શીખો, ગભરાશો નહિ. મૃત્યુ આ

' મૃત્યુ જ છે દગાબાજ ખોખાને નિશ્ચેષ્ટ

બનવાનું છે સર્વ-શક્તિ-સંપન્ન તમારા આત્માનો તો એકે પ્રદેશ મરવાનો નથી તમારી અદ્‌ભૂત સાધના મરવાની નથી તમારા સક્રિય, ઉદાત્ત અને અવશ્ય ફલપ્રદ મહાન પુરુષાર્થ મરવાના નથી, એ તો તમારી સાથે આવશે તમને સારી મીટ મેળવી આપશે. યોગભ્રષ્ટ આત્માની અધૂરી યાત્રા શાંતિથી પૂર્ણ કરવા માટે—

મૃત્યુનો તે ભય શા ?

તમારું શરીર છે એ ભૂલી જાઓ વર્ષોથી તમારું માનવા છતા એ તમારુ કહ્યુ તમારુ ધાર્યુ તમારી ઈચ્છા મુજબ કામ કરતુ જ નથી એ જ તમને દગો દઈ રહ્યુ છે હવે એને ભૂલી જાવ

એ અજ્ઞાનના ગીમાડાથી દૂર ભાગો, એ પરાધીનતાની બેડી તોડી નાખો, તમારી જાતે જ દાંત કચકચાવીને તોડી નાખો, દગાબાજ શરીરની મૈત્રી મનને દગો દઈ રહી છે આત્મસાધનાને આડે હાથે ચોરી રહી છે, ભ્રમણાઓને સત્ય ઠરાવી રહી છે હવે એનો સાથ છોડો, એની માયા મૂકો, એ વિશ્વાસઘાતક શરીરને મરવુ હોય તો મરવા દો, પણ અમર આત્માના તત્ત્વ મરવાના નથી નિ શ્ચે

તાની ભાવનાઓથી શરીરને રાત ને દિવસ આધીન રહેલા મનને બળવાન કરવાથી એ આત્મસત્ત્વમા ભરતી આવશે એ ભૂલશો નહિ

મહાઘાતકી દઢપ્રહારીએ શરીરની ક્ષણી કોઈ ખાતર, શરીરના માન ખાતર જીવનભર હત્યાકાડ મચાવ્યો પણ તોય વીતરાગદેવને પામ્યા તો દગા બાજ શરીરને બરોબર ૬ મહિના સુધી ભયકર સજા આપી આત્મ-સત્ત્વને પ્રગટ કર્યું મહાત્મા દઢપ્રહારી બન્યા

વર્ષો સુધી વાસનાના કીડા બનેલા, શરીરની ગાપચીપોમા રચ્યાપચ્યા રહેલા સ્થૂલભદ્રે આત્મ-સત્ત્વ પ્રગટ કર્યું તો સઘળુ ય ભૂલ્યા, અદ્‌ભુત સાધના કરી

શાલિભદ્રનુ સુકુમાર શરીર, સ્વર્ગીય સુખોનુ ભોકતા શરીર એકવાર સયમની ધાર ઉપર ચડી ગયુ, સુકાયુ, શોષાયુ, એના રસકસ બધાય ખેચાઇ ગયા, અન્તે હ થઇ ધગધગતી શયા ઉપર દગાબાજ શરીરને ચાપી દીધુ આત્મ-સત્ત્વ પ્રગટ થતા જ મહામુનિએ શરીરને સૌથી પહેલુ ગુનેગાર તરીકે જાહેર કર્યું અને કેમ જાણે એથી જ એના ઉપર સખ્તમા સખ્ત સજાઓ જાહેર કરવામા આવી

તમે પણ એવા એક પચમ પદે બીરાજતા મુનિ છો સયમી છો આરાધક છો તો શરીરની ચિંતામા ન પડશો તમારા પૂર્વ મહર્ષિઓ તમને તેમ કરવાની સાફ ના પાડે છે જુઓ, શરીરના મોત હમતે મોઢે સહી લેવાનુ ખધકસૂરિના ૫૦૦ શિષ્યો કહે છે કાયાની ગુલામીને સાપની કાચળીની જેમ ઉતારી નાખવાનુ ધન્ના અણગાર કહે છે બાળ અઈમુત્તાજી કાયભીરૂ બનવાનુ નહિ પણ ભવભીરૂ બનવાનુ કહે છે રાજર્ષિ પ્રસન્નચદ્ર ભયકર કર્મબધ એક જ ક્ષણમા અપૂર્વ અધ્યવસાય-શુદ્ધિથી તોડી નાખવાનુ આત્મામા સામર્થ્ય છે, એ હકીકત ઘોર પરીષહોને સહન કરતા કહી જાય છે કે વધાવી લો સાવધાન બની જાઓ પ્રમાદના અને સુખ-શીલતાના પાશથી મુક્ત બનો

વિકાસની દિશામા પગલા માડયા એ વખતે જ શરીરની ગુલામીમાથી મુક્તિ મેળવવાની દુદુભિ તમે જ બજાવતા હતા હવે એ નાદ શુ અતરિક્ષમા વીખરાઈ ગયા ? પૂર્વનો સયમ-જીવન-સ્વીકારનો અપૂર્વ પુણ્યમય દિન યાદ કરો કાયાનુ મોત તે દિવસે જ થયેલુ હતુ આત્મ-સત્વનો જન્મ પણ

તે જ દિવસે થયો હતો, હવે આજે કાયાના મોતની ચિંતા જ કયા રહી ? એ હોય તો ય આપણે તો એને મર્યા સમજીને આ લેખ લીધો છે, એની ચિંતા કર્યા કરીએ તો લેખની વેઠ ઉતારવા જેવું ભયંકર પાપ બંધાય !

ના, કાયાનું મોત તો થવાનું જ નથી એ તો થઈ ગયું છે હવે તો જન્મેલા આત્મ-સત્ત્વના મૃત્યુ થતા જાય છે, ગુર્વાજ્ઞા-પાલનનું સત્ત્વ મરે છે, ત્યાગ-ભાવનાનું સત્ત્વ મરે છે અહો, ભડવીર નૈનિક જેવા સત્ત્વો મરતા જાય એ જ દુ:ખદ હકિકત નથી ? ઉગારો, ટપોટપ ખરી જતા એ સત્ત્વ-સુમનોને બચાવો કમર કસો જરા આળસ મરડો ઉભા થાઓ એક પણ સત્ત્વ મરે એ જ શોચનીય વસ્તુ નથી ? કુટિલ, દગાબાજ મરી પરવારેલી કાયાનો અરે, જીવતા મડદાનો એકપણ વિચાર ન કરવાનો અફર નિર્ણય કરો સંસારના કારાવાસમાંથી, શાસ્ત્ર વાણીના અપૂર્વ પ્રકાશથી જે વીતરાગદેવોએ તમને બચાવી લીધા છે, એની પાસે જાઓ એની મૂર્તિમા એનુ બિમ્બ સ્વરૂપ નીરખો મીરા જેવી અબળાને આવડયું અને તમને ન આવડે ? જાઓ, ત્યાં

જાઓ, મસ્તક મૂકીને રહો, એની પાસે બધુ જ પ્રાયશ્ચિત્ત કરો, મનોયોગને વિરુદ્ધ વિચારણાઓથી દુષિત ન કરો

સયમીને—આત્મમંદિરના પૂજારીને કાયાના ગુલામ બનવુ પડે તે પહેલા એ કાયાથી મુક્ત બની જવુ વધુ પસંદ પડે છે, એ જરાય ન ભૂલશો

વીરના ઓ વીર સપૂત! ગત્તિહૃન જાગૃતની ધૂન નનેનસમા, રગેરગમા વ્યાપ્ત કરો, નૂતન પ્રાણ સ્થાપના કરો, ભૂલી જાઓ સારાય વિશ્વને, વિદેશને, દેશને, ગામને, સ્વજનોને, માને, સહુને ભૂલી જાઓ અરે ખોખાને અને ખોખાના જે કોઈ સબધી હોય તે બધાયને ભૂલી જાઓ એક જ દષ્ટિ રાખો તમારા આત્મા ઉપર એક જ શુદ્ધ વિચારધારા કેળવો તમારા આત્મદેવના સજાગ સાનિધ્યમા રહીને એ આત્મદેવના પૂજારી બની એની જ જપ માળામા લયલીન રહો એ મદિરની જ સાફસુફીમા તન્મય રહો

કાયા પડવાની હોય તો પડવા દો ન પડવાની

તે જ દિવસે થયો હતો, હવે આજે કાયાના મોતની ચિંતા જ કયા રહી ? એ હોય તેમ જ આપણે તો એને મર્યા સમજીને આ લેખ લીધો છે, એની ચિંતા કર્યા કરીએ તો લેખની વેઠ ઉતારવા જેવું ભયંકર પાપ બંધાય !

હા, કાયાનું મોત તો થવાનું જ નથી એ તો થઈ ગયું છે હવે તો જન્મેલા આત્મ-સત્ત્વના મૃત્યુ થતા જાય છે, ગુર્વાજ્ઞા-પાલનનું સત્ત્વ મરે છે, ત્યાગ-ભાવનાનું સત્ત્વ મરે છે અહો, ભડવીર નૈનિક જેવા સત્ત્વો મરતા જાય એ જ દુ ખદ હકિકત નથી ? ઉગારો ટપોટપ ખરી જતા એ સત્ત્વ-સુભટોને બચાવો કમર કસો, જરા આળસ મરડો ઉભા થાઓ એક પણ સત્ત્વ મરે એ જ શોચનીય વસ્તુ નથી ? કુટિલ, દગાબાજ મરી પરવારેલી કાયાનો અરે, જીવતા મડદાનો એકપણ વિચાર ન કરવાનો અફર નિર્ણય કરો સંસારના કારાવાસમાંથી, શાસ્ત્ર વાણીના અપૂર્વ પ્રકાશથી જે વીતરાગદેવોએ તમને બચાવી લીધા છે, એની પાસે જાઓ એની મૂર્તિમાં એનું નિજ સ્વરૂપ નીરખો મીરાં જેવી અબળાને એ આવડ્યું અને તમને ન આવડે ? જાઓ, ત્યાં

જાઓ, મસ્તક મૂકીને રહો, એની પાસે બધું જ પ્રાયશ્ચિત્ત કરો, મનોયોગને વિરુદ્ધ વિચારણાઓથી દૂષિત ન કરો.

સયમીને–આત્મમંદિરના પૂજારીને કાયાના ગુલામ બનવુ પડે તે પહેલા એ કાયાથી મુક્ત બની જવુ વધુ પસદ પડે છે, એ જરાય ન ભૂલશો

વીરના ઓ વીર સપૂત! उत्तिष्ठत जागृतनी ધૂન નસેનસમા, રગેરગમા વ્યાપ્ત કરો. નૂતન પ્રાણ સ્થાપના કરો, ભૂલી જાઓ સાગય વિશ્વને, વિદેશને, દેશને ગામને, સ્વજનોને, માને, સહુને ભૂલી જાઓ અરે ખોખાને અને ખોખાના જે કોઈ સબધી હોય તે બધાયને ભૂલી જાઓ એક જ દૃષ્ટિ રાખો તમારા આત્મા ઉપર એક જ શુભ્ર વિચારધારા કેળવો તમારા આત્મદેવના સજાગ સાન્નિધ્યમા રહીને એ આત્મદેવના પૂજારી બની એની જ જપ માળામા લયલીન રહો એ મદિરની જ સાફસુફીમા તમય રહો

કાયા પડતી હોય તો પડવા દો ન પડતી

હોય તો રહેવા દો તમારે તેની સાથે કોઈ જ નિસ્બત રાખવાની જરૂર નથી એના ગુલામ બનશો તેમ તમને વધુ પજવશે એના સ્વામી બનશો તો તે તમારી ગુલામ બનશે જગતના આ વ્યવહારને લક્ષમા લઈ જીવનમા ગતિમાન બનેલા અવળા ચક્રોને સવળા કરો, એજ અભિલાષા



# આલોચનાના સ્થાનો

## પહેલા પ્રાણાતિપાત વિરમણ મહાવ્રતના વિષયમાં —

૧ જીવ નાશ-કિલામણા
૨ મર્યાના બાધ
૩ વીજળીની ઉઝઈ પડી.
૪ પગ નીચે સંળગતી બીડી વગેરે ચંપાઇ
૫ કાચા પાણીનો સઘટ્ટો
૬ સચિત્ત અનાજનો સઘટ્ટો.
૭ પ્રત્યેક વનસ્પતિનો સઘટ્ટો, નાશ-કિલામણા
૮ નિગોદ ઉપર પગ કે કપડું પડ્યુ
૯ વરસાદનો છાંટો
૧૦ ધૂમસ
૧૧ નદી ઊતર્યા ( ઘૂંટણભર કે વધુ )

१२ नदी ઉतर्या (नावडीथी)
१३ पुस्तक के ઉपकरणमा निगोदनी ઉत्पत्ति
१४ रस्ते श्लेष्मादि ઉपर पग
१५ बे घडीथी वधु એकु पाणी, पमीनावाणु कपडु वगेरे रह्या
१६ काप-(आखो के अडधो)
१७ ઉपयोग विना मातु आदि परठव्यु-थूक्या
१८ वाडामा स्थण्डिल गमन
१९ रात्रे स्थण्डिल गमन
२० स्थण्डिलमा कृमी आदि पडया
२१ पात्रादि पडया, तूटया
२२ पवनमा कपडा फरफर थया

बीजा मृषावद-विरमण महाव्रतना विषयमा -

२३ क्रोध, लोभ, भय, हास्यथी अजाणता के जाणता जूठु बोल्या
२४ जाणीने माया-मृषा
२५ जाणीने सत्य मृषा

त्रीजा अदत्तादान-विरमण महाव्रतना विषयमा -

२६ गुरु-रजा विना मगाव्यु
२७ गुरुने देखाडया विना गोचरी वापरी

૨૮ આલોચ્યા વિના વાપર્યું

૨ મકાન કે પરાતાદિ રજા વિના લીધા

૩૦ મકાનાદિ પાછળથી ભળાવવા રહી ગયા

ચોથા મૈથુન-વિરમણ મહાનતના વિષયમા -

૩૧ વિજાતીય તરફ સરાગ-મૈથુન કે જિજ્ઞાસુ દષ્ટિથી જોયુ

૩૨ વિલાસી વાચન કે વિચાર

૩૩ પૂર્વ-ક્રિયા સ્મરણ

૩૪ સ્વપ્ન-દોષ

૩૫ નિ કારણ પ્રણીત આહાર

૩૬ વિજાતીય સઘટ્ટો ( અનતર પરપરાએ )

૩૭ વિજાતીય ચિત્ર દર્શન

૩૮ અયોગ્ય રીતે વિભઈ સેવન

૩૯ દપતી ગુપ્ત-વાત શ્રવણ

પાચમા પરિગ્રહ વિરમણ મહાનતના વિષયમા —

૪૦ વસ્ત્રાદિ ઉપર મૂર્છા

૪૧ " ગૃહસ્થને ત્યા શય્યા

૪૨ પર્વતિથિએ પ્રતિલેખન ન કર્યું

૪૩ અધિક વસ્ત્રાદિ રાખ્યા-વાપર્યા

## છટ્ઠા રાત્રિભોજન વિરમણ વ્રતના વિષયમા -

૪૪ રાતે અજીર્ણનો ઓડકાર
૪૫ મુખમાથી દાણો નીકળ્યો ( ગળી ગયા-થુંકી કાઢ્યો )
૪૬ ઝોળી કપડે ડાઘ રહ્યો
૪૭ રાત્રે રાખેલી દવા વાપરી
૪૮ સૂર્યોદય પહેલા કે સૂર્યાસ્ત પછી પાણી વગેરે વહોર્યું
૪૯ ભિનાતીત-કાલાતીત પાણી આદિ વાપર્યા
૫૦ તક્રાદિનો છાટો ભૂમિ ઉપર પડયો
૫૧ લેપ-તેલ આદિ રાખ્યા
૫૨ અધિક આહાર કર્યો
૫૩ પાત્રા ભીના રહ્યા

### જ્ઞાનાચારના વિષયમા —

૫૪ સ્વાધ્યાયકાળે પ્રમાદ કર્યો
૫૫ અકાળે સ્વાધ્યાય કર્યો
૫૬ કાજો લીધા વિનાની જગાએ બેસીને સ્વાધ્યાય કર્યો

૫૭ વિદ્યા–ગુરુનો અપલાપ કર્યો
૫૮ માત્રાદિનો મ્યાવો હાથમા છતા બો^યા
૫ એઠા મોઢે બો યા
૬૦ માત્રુ કાગળ ઉપર પરઠવ્યુ
૬૧ પુસ્તક નવકારવાળી પડયા
૬૨ જ્ઞાનના ઉપકરણુ ઉપર પગ પડયો
'૩ ગુરુનો અવિનય કર્યો
૬૪ રત્નાધિકના આસન ઉપર પગ પડયો
૬૫ ગુર્વાજ્ઞા વિના બીજા પાસે ભણ્યા
૬૬ વસતિ ન જોઈ
૬૭ તોતડા–બોબડાનો ઉપહાસ કર્યો
૬૮ કાજો જોયા વિના પરઠવ્યો
૬૯ ડાંડાનુ પડિલેહણુ રહ્યુ
૭૦ અવિધિએ યોગ વહ્યા
૭૧ જ્ઞાનોપકરણુને થુકાદિ લાગ્યુ
૭૨ જ્ઞાનીની ઈર્ષ્યા કરી
૭૩ પાચ જ્ઞાનની આશાતના કરી

## દર્શનાચારના વિષયમા

૭૪ પ્રભુદર્શન ભૂલ્યા
૭૫ આહાર કર્યા બાદ્નુ ચૈત્યવંદન ભૂ યા

७६ श्री જિનમંદિરમાં પવન-'ફુ'
७७ પાંચતિથિ ચૈત્ય પરિપાટી વિસારી
७८ નવકારવાળી ગણ્યા વિના રહી
७९ श्री સ્થાપનાચાર્યનું પ્રતિલેખન રહ્યું
८० સ્થાપેલા પુસ્તકાદિ હાલી ગયા
८१ સ્થાપેલા પુસ્તકાદિ ઉત્થાપવા રહી ગયા
८२ श्री સ્થાપનાચાર્ય ભૂમિ ઉપર પડયા
८३ અનુપબૃહણ-અસ્થિરીકરણ કર્યું
८४ દ્વેષ-ઇર્ષ્યાદિ કર્યાં
८५ श्री ગુર્વાદિ ઉપર અરુચિ બતાવી
८६ કર્કશ વચન બોલ્યા
८७ ગુરુ-વચન તહત્તિ ન કર્યું
८८ પ્રવચન-હીલનામાં નિમિત્ત બન્યા
८९ મિથ્યાત્વીને વખાણ્યા

## ચારિત્રાચારના વિષયમાં -

९० ઈરિયાવહી પડિક્કમવી રહી
९१ પેસતા-નીસરતા નિસીહી આવસ્સહી રહી
९२ માત્રાદિ પરઠવતા અણુજાણહ-જસ્સુગ્ગહો કહેવો રહ્યો
९३ પરઠવ્યા બાદ ૩ વાર વોસિરે ન કહ્યું

૯૪ ગામમા પેસતા નીસરતા પગ પૂંજવા રહ્યા
૯૫ કાનમા કુડન ન નાખ્યા–ખોવાઈ ગયા
૯૬ ક્રિયા કરતા ઝોકા આવ્યા
૯૭ વ્યાક્ષિપ્ત ચિત્તે ક્રિયા કરી
૯૮ બેસીને ક્રિયા કરી
૯૯ ૪ સજ્ઝાય ૭ ચૈત્યવંદન ન કર્યા
૧૦૦ પડિલેહણ યોગ્ય સમયે ન કરી
૧૦૧ પડિલેહણ કરતા બોલ્યા
૧૦૨ પડિલેહણના બોલ ન બોલ્યા
૧૦૩ ઉઘાડે મુખે બોલ્યા
૧૦૪ કૂંક દીધી
૧૦૫ નિદ્રા–વિકથા કરી
૧૦૬ દુર્ધ્યાન કર્યું
૧૦૭ ધર્મ શુકલ ધ્યાન ન ધ્યાયુ
૧૦૮ ગોચરીના ૪૨ દોષ ન ચિંતવ્યા
૧૦૯ માડલીના ૫ દોષ સેવ્યા
૧૧૦ દ્રવ્ય-સક્ષેપ ન કર્યો
૧૧૧ આધાકર્મનુ સેવન કર્યું
૧૧૨ શય્યાતર પીંડ વાપર્યો
૧૧૩ પક્ષી ઉડાડયા

૧૧૪ દાનને નાશ આપ્યા

૧૧૫ ઉપયોગ કર્યા વિના ગોચરી કરી

૧૧૬ ગૃહસ્થની વસ્તુ માગી, ગુમાવી, પાછી ન આપી

૧૧૭ સથારો ઉત્તરપટ્ટાથી અધિક ઉપકરણ વાપર્યા

૧૧૮ બીજુ કપડું કે હાથ મોઢે લગાડ્યો

૧૧૯ વિભૂષા ખાતર વસ્ત્રાદિ ધોયા

૧૨૦ શરીરનો મેલ ઉતાર્યો

૧૨૧ કેશ-રોમ નખ સમાર્યા

૧૨૨ આરીસામાં જોયુ, પાણીમાં જોયુ,

૧૨૩ અપરાધે મિચ્છામિ દુક્કડ ન દીધુ

૧૨૪ અષ્ટ પ્રવચન માતા ન પાળી

૧૨૫ ઉપકરણ ગુમાવ્યુ

૧૨૬ ઓઘો કે મુહપત્તિ ૩ હાથથી વધુ અંતરે રહ્યા

૧૨૭ દિવસે સૂતા

૧૨૮ કુવિચાર આવ્યા

૧૨૯ પ્યાલાદિ પૂંજ્યા વગર લીધા

૧૩૦ ભૂમિ જોયા વિના માત્રુ પરઠવ્યુ

૧૩૧ સંથારા પોરસી રહી

નવુ દકનુ સેવન કર્યું

૧૩૩ પડિલેહણુ રહી ગયુ
૧૩૪ અવિધિએ પ્રતિક્રમણાદિ કર્યું
૧૩૫ રત્નાધિકને વંદન રહી ગયુ
૧૩૬ મેળવ્યા બાદ ૪ પ્રહર થયા પૂર્વેનુ અભક્ષ્ય દહીં વાપર્યું
૧૩૭ મુટ્ઠિમી પારવી ભૂલ્યા
૧૩૮ અભિગ્રહ ભંગ થયો
૧૩૯ કાયોત્સર્ગ ભાગ્યો
૧૪૦ દશવિધ સામાચારી ન પાળી.



# વિષયાનુક્રમ

